જે તેને આ દુન્યામાં આવી પોહોંચે છે, તે સઘળાં દુઃખ તેણે જે કાંઇ બીજુ ખમ્યું હોય તેની સાથે તેનાં મરણ પછી ભલા મીનોઓના હેસાબ શુમારને વખતે ગણવામાં આવે છે.

**૧૦૭ મું.** તેઓ વળી એમ માનતા હતા કેઃ ભલાંઓની ભલાઇ તે (શખ્સ)ને માટે હોવી જોઇયે કે જે ભલાઇનો બદલો વાળી આપે; અને બાકી ભલાઇ તે છે કે જે ભલી ખાહેશમાંથી બરપા થાય છે.

**૧૦૮ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કેઃ ત્રણ ચીજો માણસોને માટે સર્વથી નેક છે. (૨) અને તે નિચે મુજબ છેઃ—હોમનું પીણું, શરાબનું પીણું, અને એકાંતવાસ જીંદગી ગુજારવી.[૧] (૩) જ્યારે હાવનીમમાં હોમ[૨] હોય છે ત્યારે તે પીવો રવા છે; અને શરાબનુ પીણુ જ્યારે સંપુર્ણ શાંતી હસ્તી ધરાવતી હોય ત્યારે (સારૂં છે); અને એકાંત જીંદગી ગુજારવી એ જયારે બુરાંઓથી એક માણસ અલગ થયલો હોય ત્યારે (સારી) છે.

**૧૦૯ મું.** તેઓ વળી એમ માનતા હતા કેઃ કેટલાંક ભલાં લોકોએ નીચલા સવાલો પુછયા હતાઃ "બદનનું રક્ષણ[૩] શાથી છે? રવાનનું રક્ષણ શાથી છે? અને ભલી કીર્તીનું રક્ષણ શાથી છે?" (૨) (જેનો) **પઓર્યોત્કેશોએ** જવાબ વાળ્યો કેઃ "બદનનું રક્ષણ નીયમીતપણાંમાં[૪] છે; રવાનનું રક્ષણ ગુનાહ વગરની હાલતથી છે; અને ભલી કીર્તીનું રક્ષણ ફસાહતની સરસાઇમાં સમાયલું છે.

**૧૧૦ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કેઃ માણસો માટે કેટલીક ચીજો ઉત્તમ છે. (૨) અને તે ચીજો નિચે મુજબ છેઃ– બોહોલી મેહેમાનદારી,[૫] બોહોલું માન,[૬] સારૂં નરસું પારખવાની પુરતી શક્તિ, અને મીનોઇ શક્તિઓ પાસેથી ભલાં કામોનો બદલો મેલવવાની ખાહેશ, અને (દીનની) કેળવણી મેળવવાની[૭]

---

૧ **ફ્રુસ્તક બરિશનીહ**, જેનો અર્થ "જીંદગી એકાંતવાસ ગુજારવી;" એટલે, દુન્યાની લાલચોથી એલાહેદા રહી નેકીના વીચારમાં અને ખોદાની યાદમાં બુઝોર્ગ વયે ખાનગી જીંદગી ગુજારવી.

૨ હોમની ન્હાની સલીઓને હાવનીમમાં કુટીને તેનો રસ કહાડી યઝશને વિગેરે ક્રીયાઓમાં ઇજવામાં આવે છે, તેને માટે લખનાર એશારો કરે છે.

૩ વાંચો **પર્વન્દ**, અવસ્તા **પઇરી** "આસપાસ" અને **બંદ** "બાંધવું;" સરખાવો ફારસી **પર્વન્દ**, "આસપાસ લપેટેલું."

૪ **અનઅનબસાનીહ**, "જે વીરૂધ જતું નહીં હોય તે"; "(બદનમાં) અનીયમીતપણું અથવા અપવીત્રતાઇની ગેરહાજરી તે," એ ઉપરથી "શરીરની પ્રમાણ પ્રમાણેની રચના."

૫ **નવીતવરીહ;** સરખાવો ફાર્સી **નવીદ**, "મેહેમાની," "ખુશ ખબર", "ઇનામ", "ઇનસાફ" વિગેરે. એ શબ્દનો ઉપયોગ જે પહલવી **દીનકર્દ**નાં વૉલ્યુમ ૧૦ મા માં, પુસ્તક ૬ ઠાંના ૨૯ મા ફકરામાં થયલો છે તે જુવો.

૬ વાંચો **હન્પારીહ**, સરખાવો અવસ્તા **હામ-પર**, સંસ્કૃત **સંપર**, "ઉમેરવું," "ઉપરવેર ભરવું," એ ઉપરથી "પુરતો સંગ્રહ" અથવા "પુરતો વધારો." બીજું વાંચણ **અઉપારીહ** (સરખાવો **અઉપાર્તન**) થાય છે, તેનો અર્થ "ગળી જવું," "ઘેરી લેવું," "વાપડી નાખવું" થાય છે. ત્રિજું વાંચણ **હુપારીહ** છે, જેનો અર્થ "સારૂં કરજ" એમ થાય છે; સરખાવો અવસ્તા **પાર**.

૭ સરખાવો અવસ્તા **હાવિશ્ત**, "ચેલો."

ખાહેશ. (૩) કારણ કે તે સઘળા સદગુણોમાંથી ધાર્મિક કેળવણીની બાબદ સરસ છે, એટલાં માટે કે (એક પેગમબરનો) ધાર્મિક ચેલો થવાથી (ઉપર જણાવેલા) સઘળા પાંચ સદગુણો પિછાણી શકાય છે.

**૧૧૧ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: જ્યારે કોઇ બે માણસો ભલાઇમાં એકસરખા હોય અને તેઓમાંનો એક બીજાના કરતાં દીનની અંદર વધુ યકીન ધરાવતો હોય, તો જ્યારે તેઓ બંને સાથે મલે છે ત્યારે તેઓની ખાસ્યત જુદી માલમ પડે છે. (૨) એમ શા માટે છે તે પહેલાએ સમજવું જોઇયે; સબબ કે જો તે સમજી નહીં શકે તો તેથી તેનો મીનોઇ ખજાનો કમી થાય છે, એટલાં માટે કે પેલો બીજો આદમી (તે મીનોઇ ખજાના વીષે) વિચાર થોડોજ કરે છે.

**૧૧૨ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: દરેક માણસ પોતાના હેસાબ શુમારનું પુસ્તક[૧] પોતાને હાથે બનાવે છે; કારણ કે જો એક માણસનાં કર્તુક રાસ્ત હોય છે, તો ભલા યઝદો તેની મદદે પોંહોંચે છે, અને તે માણસ તરફ સર્વથી સરસ અશોઇ મારફતે તેનું ભલું કરવાની ધારણા તેઓ રાખતા હોય એમ તેને ચાહે છે.

**૧૧૩ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: માણસોને માટે સાત ચીજો સરસ છે. (૨) તે ચીજો નિચે મુજબ છે: કીર્તી, અશોઇ, અમીરી ખવાસ, અંકોસ રાખવાની શકિત, હકુમત, તનમનની દરૂસ્તી અને (ખોદા તરફ) માનની લાગણી. (૩) કીર્તી આમાં સમાયલી છે કે ભલાંઓની લાયક મજાહ માટે એક માણસ પોતાનો દર્વાજો ખોહ્લો રાખે. (૪) અશોઇ આમાં સમાયલી છે કે એક માણસ રવાનને ખાતરજ સવાબનાં કામો કરે. (૫) અમીરી ખવાસ એ છે જે એક માણસ અશો અને લાયક આદમીઓને ભેટો અર્પણ કરે. (૬) અંકોસ રાખવાની શક્તિ એવી છે કે એક માણસ પોતાનાં શરીરને ગુનાહથી પરહેજ રાખી પોતે પણ તેથી પરહેજ રહે. (૭) હકુમત તે છે કે એક માણસ ભલાઇને ટકાવે છે, અને બુરાઇને તોડે છે. (૮) તનમનની દરૂસ્તી એ છે કે એક માણસ પોતાનાં બદન અને રવાનને બુરાં લોકો અને ઉલ્ટી ચાલનાં માણસોથી દુર રાખે છે, અને પોતાના જેવા ખવાસના લોકોની સંગત રાખે છે. (૯) (ખોદા તરફ) માનની લાગણી એવી છે કે એક માણસ પોતાને મળેલાં સુખને માટે ભલા યઝદો અને ખોદાતાલા તરફ સંપુર્ણ માનભરેલી વફાદારી સાથે જોય છે; અને જો ખોદાઇ સ્મરણ કરવાને તે સામર્થવાન થયો નહીં હોય તો ભલા યઝદો તેને તે તરફ લઇ જાય છે, અને તેને ઘેરી લેતાં સંકટને તેનાથી દુર નહસાડે છે, અને જે ભલું છે તે હમેશાં તેની તરફ ખોદાની તરફથી પોંહોચે છે.

---

૧ વાંચણ: **દસ્તક**: "હીસાબની ચોપડી"; સર્ખાવો ફારસી **દસ્તક**. લખનાર એમ કહેવા માગે છે કે દરેક જણ પોતે આએ દુન્યામાં કરેલાં ભલાં અને ભુંડાં કામોનો હીસાબ જમા કરે છે. એ **દસ્તક** શબ્દ **હઇતક**બી વંચાય, અને તેનો અર્થ "જીંદગી" થાય. તેમ લયે તો એ વાકયનો અર્થ નીચે મુજબ થાય: "દરેક જણ પોતાની જીંદગી અથવા ભવીષ્ય પોતાને હાથે બનાવે છે."

**૧૧૪ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: આ ચીજો માણુસો માટે શ્રેષ્ટ છેઃ માણુસ જાતની દોસ્તી, અને બેહેસ્તની ખાહેશ, [૧] અને સચ્ચાઇ, અને સગાંઓ તરફ મદદગારી, [૨] અને સંપુર્ણ નેક મનશની, અને આદરમાન ભરેલી વર્તણુંક, [૩] અને સખાવત અને અંતઃકરણની શુકરગુઝારીની લાગણી, અને દીનને લગતી ગોફ્તેગુ અને મધ્યમપણું. (૨) અહુરમઝદનો કાયદો તે માણુસ જાતની દોસ્તી છે; અને બહમનનો કાયદો તે બેહેસ્તની ખાહેશ [૪] છે; અને અર્દીબેહેસ્તનો કાયદો તે સચ્ચાઇ છે; અને શહરેવરનો કાયદો તે સગાંઓ તરફની મદદગારી છે; અને સ્પંદારમદનો કાયદો તે સંપુર્ણ ફેદાગીરી અને નમનતાઇ છે; અને ખોરદાદનો કાયદો તે સખાવત અને અંતઃકરણની શુકરગુઝારીની લાગણી છે; અને અમેરદાદનો કાયદો તે દીનને લગતી પવિત્ર ગોફ્તેગુ અને મધ્યમપણું છે.

**૧૧૫ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: માણુસોને માટે આ જુદી જુદી ચીજો બહુ સારી છે. (૨) અને તે નીચે મુજબ છેઃ અંતઃકરણ, અને સારી ખાસ્યત, અને દાનાઇ, અને નિતીમાન ભલાઇ, [૫] અને કીર્તી. (૩) જો તેઓ પોતાની શકિતઓની સાથે પ્રમાણ ધરાવતાં નથી તો ઉપર વર્ણવેલી ચીજો તે માણુસો મેલવી શકતાં નથી. (૪) અંતઃકરણની શકિત તેનામાં હોય છે કે જે ઇમાનદાર હોય; અને ઇમાનદારી એ કે એક માણુસ એક દોસ્ત જે ભલા ખવાસવાલો, જે અશો, જે (બીજાંઓ તરફ) ભલો હોય, તેને મુખ્ય રાહબર ગણે અને (તેને) આ મુજબ કહે કેઃ "તું (મારામાં) જે કાંઇ ખામી જોય તે (મને) જાહેર કર, કે જેથી હું મારામાં સુધારો કરૂં;" અને જે કાંઇ તે રાહબર કહે તે આતુર્તાથી અને ખુશીથી સમજી લે, અને તેના કહેવાને તે તાબે થાય. (૫) ભલા ખવાસની શકિત તેનામાં સમાયલી હોય છે કે જે સદગુણી લોકો સાથે ફરવાની પ્રમાણીક લાગણી [૬] ધરાવતો હોય, અને દરેક જણ પાસેથી સદગુણ હાંસેલ કરવો અને કોઇપણ માણુસ પાસથી બુરાઇ હાંસેલ કરવી નહી એવો તેનો નીયમ હોય. (૬) દાનાઇની શકતી આ છે કે અશો લોકોને માટે માનભરેલી લાગણી ધરાવવી. (૭) નીતિમાન શ્રેષ્ટાઇની શકિત ઉદયોગ અને ચાલાકીનો

---

૧ **વહિશ્ત ખાહીશ** (વધારે શુધ્ધ **ખાયીશ**, અવ. **ઇશ** "ઇચ્છવું") DE. મુજબ **વહિશ્ત અવિનાસીહ**, "બેહેસ્તના લોકોનાં જેવું નીર્દોષપણું." બીજું વાંચણઃ **વહિશ્ત હુહુખીહ**, "અશો મીત્રાચારી," એટલે "બેહેસ્તની હસ્તીઓ સાથનો સમાગમ." ત્રિજુ વાંચણઃ **વહિશ્ત હન્દિશીહ**, "બેહેસ્તની ધારતી."

૨ **ખીશાવંદ--ચારીહ.**

૩ **અઇરતનીહ.**

૪ DM. અને DE. મુજબ **આશ્તીહ**, "સુલેહની ખાહેશ."

૫ બીજો અર્થ "સદગુણ" "હુનર" વિગેરે; સર્ખાવો અવસ્તા **હુનર.**

૬ **ખૂક ઇ ફ્રારૂન**, " પ્રમાણીક અથવા સદગુણી વલણ"

સમાવેશ કરે છે. (૮) કીર્તીની શકિત રાસ્તી અને સાચ્ચા જીગરના પ્યારનો [૧] સમાવેશ કરે છે.

**૧૧૬ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: બેહેસ્તના ભલા યઝદોના સંબંધમાં ત્રણ ચીજો ઘણી સારી છે. (૨) અને તે નિચે મુજબ છે:– તેઓ સાથની મોહબત વધારવી, તેઓની પરસ્તેશ કરવી, અને તેઓ ઉપર ઉમેદ રાખવી.

**૧૧૭ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: માણસને માટે આ બે નીયમો ઉત્તમ છે:–પોતે ભલા થવું, અને બીજા તરફ ભલાઇ કરવી.

**૧૧૮ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: મોટાં માણસો અને પાદશાહો માટે બે ચીજો શ્રેષ્ટ છે. (૨) અને તે નિચે મુજબ છે: નેક આદમીઓને બને તેટલી મદદ કરવી, અને બુરાઓને દાબી દેવા.[૨]

**૧૧૯ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: અસાધારણ નેક ખસલત[૩] તે છે કે વિચાર, વચન અને કામમાં ઘણુંજ ખાલેસ [૪] હૈડું રાખવું; એની સમજણ એકે એક આદમીથી ગુનાહ છુપી રીતે કરવામાં આવે છે, અને નહીં કે એક પ્રમાણીક કામ.

**૧૨૦ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: ચાર [૫] નેક ખસલતોથી રવાનનો દોજખથી છુટકારો ઘણે દરજજે થઇ શકે છે. [૬] (૨) અને તે નિચે મુજબ છે: હેસાનની લાગણી અને સુલેહસંપજ, [૭] બદકામોથી દુર રહેવું અને પવીત્ર કામો કરવાં.

**૧૨૧ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: રવાન સવાબકાર નિયમો પ્રમાણે ચાલવા માટે છે; અને ખજાનો દુ:ખીઓને મદદ કરવાને માટે છે; અને અકલ ખંતથી કોશેષ પાર પાડવાને માટે છે.

---

૧ કલમી કેતાબોમાં મલતી જોડણી મુજબ– આ અર્થ થાય છે, હું એ શબ્દને **હુમિત્રોઇહ** તરીકે વાંચું છું. એનો અર્થ "સારો કરાર" "સાચ્ચો પ્યાર", "સાચ્ચી કબુલાત" બી થઇ શકે; સર્ખાવો અવસ્તા **મીથ્ર.** એ શબ્દ **હુમતોઇહ,** "સારો વીચાર," વંચાઇ શકાય; સર્ખાવો અવસ્તા **હુમત.** ત્રિજું વાંચણ: **હોમ તન્નીહ**, "અમર્ગી."

૨ વાંચો **અરૂદિશનઇ સરીતરાન કર્તન,** "બુરાં માણસોને નહીં વધવા દેવું."

૩ પહલવીમાં **મનદવમનો** સામાન્ય અર્થ "ચીજ" થાય છે.

૪ **શપીર;** હીંયાં "શ્રેષ્ટ" ની મતલબ વધારે બંધએસ્તી છે.

૫ DM. માં આવેલા **પવન અરબાને પવન રબા**નાં બગડેલાં રૂપ તરીકે લેતાં આખ્ખા વાકયનો અર્થ નીચે મુજબ થાય છે: "ઉમદા કામોથી **(પવન રબા મન્દવમ)** રવાનને પુષ્કલ બુઝોર્ગી મલી શકે છે."

૬ **અવીર શાયત બુખતન.**

૭ DM. અને DE. મુજબ **આસ્તીહ;** K મુજબ **નિવાખ્તગીહ:** "છુટકારો," "માયાલુ વર્તણુંક", સર્ખાવો ફાર્સી **નિવાખ્તન,** "શાંત કરવું." "બચાવવું."

**૧૨૨ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: દીનમાં આએ (બે નેક ગુણો) ની આવી રીતે ભલામણ કરવામાં આવીછે.[1] (૨) એક તો પાદશાહો તરફ મોહબ્બત-ભરેલી લાગણી ધરાવવી; અને બીજો ગુણ એકે એક માણસ પોતાનાં બદનને બારીક સંભાળથી અને ખુશાલ જીવથી અને ગુનાહથી નીરાલું જાલવી રાખે, અને જાનફેશાનીથી તથા દીનની સતા પ્રમાણે ચાલી[2] ખોદાતાલાની પરસ્તેશ કરે.[3]

**૧૨૩ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: જે કોઇ પોતાની કસુરને માટે દલગીરી દેખાડવા માગતો હોય તેણે સર્વ શકિતવાન સાહેબ અહુરમઝદ અને અમેશાસ્પંદો અને પાદશાહો તરફ (અને) સઘળાં જનમેલાં અને હવે પછી જનમનારાં રાસ્ત અને સદગુણી લોકો માટે આશીરવાદનાં કલામો યાદ કરવા જોઇયે, અને અહરમન અને દેવો અને બુરાંઓને બદ દોઆ દેવી જોઇયે.

**૧૨૪ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે; સર્વ શકતીવાન સાહેબ અહુરમઝદે નીતિમાન સ્વભાવ અને દીનને સર્વથી શ્રેષ્ટ પેદા કર્યા છે. (૨) જેનામાં નીતિમાન સ્વભાવ નથી તેનામાં દાનદારી નથી; અને જે કોઇને નીતિમાન દોસ્તી નથી તેનામાં ભલાઇ નથી; અને જે કોઇ નેક આદમીઓનો તેઓના સદગુણને લીધે દોસ્ત છે તે પોતેજ ભલાઇનું એક સ્વરૂપ છે.

**૧૨૫ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: જે કોઇ કીર્તીમંદ થવા ઇચ્છે તેણે ખોરશેદની સૈતાયશ કરવી. (૨) જે કોઇ એમ ઇચ્છે કે તે જે યઝશ્ને કરે તે ખોદાતાલાને સર્વથી સરસ રીતે પોંહોંચે, તેણે પોતાના હાથ (ગુનાહથી) સાફ રાખવા, અને પોતાનાં બદનને અને કપડાંને પવીત્ર રાખવાં. (૩) અને જે કોઇ પોતે કાંઇ ખોદા પાસે માગતો હોય તે સર્વથી સરસ રીતે મેલવવા ચાહે તેણે જીગરની માન ભરેલી લાગણી[4] સાથે ખોદાની બંદગી કરવી. (૪) અને જે કોઇ એવી ખાહેશ રાખે

---

૧ DM. માં આવેલા **અયુફ** શબ્દને ઉમેર્યે તો નીચે મુજબ તર્જુમો થાય: "એમાંથી એકની ભલામણ કરવામાં આવી છે."

૨ વાંચણ: **પવન યસ્ક ઇ જાન વ દસ્તોબર**. બીજું વાંચણ: **પવન દેહક ઇ યાન વ દસ્તોબર**, "રવાન અને દસ્તુરના ફર્માવ્યા મુજબ;" સરખાવો ફાર્સી **દહ**, "જે કાંઇ ખરૂં હોય તે ફર્માવવું અને ખોટું હોય તેને અટકાવવું." **યાન** વાંચણ સાથે સરખાવો અવસ્તા બોલ **યાન**, "રવાન," "જીંદગીનું રૂહ;" ફાર્સીમાં **જાન** શબ્દ "રવાન" "જીંદગી" એવી મતલબે પણ મલે છે.

૩ આએ ૧૨૨ મો આખો ફકરો ખોટી જગ્યાએ મુકવામાં આવ્યો છે, અથવા તો તે પાછલથી કદાચ ઉમેરવામાં આવ્યો હોય, અથવા તો જે અસલ કેતાબ ઉપરથી હાલની નકલો મળે છે તેમાંથી એક આગલો ફાટ્યો નીકળી ગયલો હોવો જોઇયે.

૪ વાંચણ: **ગુવીજાર**; સર્ખાવો ફાર્સી **ગુઝાર**, "જે કોઇ માનની લાગણી દર્શાવે છે તે;" તેમજ સર્ખાવો **ખરાજ ગુઝાર**, જુવો **બુરહાનેકાટે**. પહલવીમાં બીજી જગાએ એ શબ્દનો અર્થ "ખુલ્લા અથવા સાદા શબ્દોમાં" એમબી થાય છે.

કે સારા ધોરણ ઉપર ચુંટી કહાડેલી અનજુમનની સભાનાં જીગરમાં સારા ઉમદા સખુનો તેનાં તરફથી પોંહોંચે, તેણે ઉમદા અવસ્તાનાં ફકરાઓ[1] તે સભાની હજુરમાં ગંભીરાઇથી પઢવા જોઇયે.

**૧૨૬ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: જે કોઇ પોતાની ઉપર આવી પડેલી આફતો માટે, અને જે હજી સુધી તેની ઉપર નહીં પડી હોય એવી આફતો માટે, ખોદા તરફ ડર અને માનથી જોય છે, તે તેની ઉપર જે (આફત) આવી પડી હોય તેમાંથી ખોદાની મેહરબાનીથી મુકત થાય છે, અને તેની ઉપર આવી પુગી નહીં હોય તે આફત તુરત તેને આવી પોંહોંચતી નથી.

**૧૨૭ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: માણસે પોતાની જીંદગીને પ્યારી ગણવી એ સારી વાત છે, અને તેમ ગણવામાં તનદરોસ્તી જાળવવી સારી છે. (૨) બીજું, સદાચરણ એ સારો ગુણ છે, અને સદાચરણમાં સાચ્ચી અને ભલી દીનને ચીવટાઇથી વળગી રહેવું સારૂં છે. (૩) ત્રીજું, દાનાઇ એ ભલી બક્ષેશ છે, અને દાનાઇમાં સહનશીલતા અને સાવધ રહેવું[2] સારૂં છે. (૪) ચોથું, દોલતમંદી એ સારી ચીજ છે, અને દોલત સાથે સંતોષીપણું અને લાયકાત[3] સારાં છે. (૫) પાંચમું, (સંસારનું) સુખ સારૂં છે, અને તે સુખની અંદર એક બાનું જે આબરૂદાર કુટુંબની માતા અને પોતાના પતીની માનીતી હોય તે સારી છે. (૬) છઠું, દોસ્તી યા મોહબ્બત સારી ચીજ છે, અને દોસ્તીમાં એકસંપી સારી છે. (૭) સાતમું, સચ્ચાઇ સાથની સખાવત સારી છે, અને સચ્ચાઇ સાથની સખાવત કરવામાં મોટા લાભો (લોકોને) બક્ષવા એ સારૂં છે. (૮) આઠમું, એક માણસે પોતાના રવાનની ખોખ્તગી ઉપરાંત, બીજાંઓનાં રવાનોની ખોખ્તગી (છુટકારા) માટે કોશેષ કરવી સારી છે. (૯) નવમું, સવાબનાં કામો કરવાં, ગુનાહથી પરહેજ રહેવું, દીનનાં મોટાં ફરમાનો[4] મુજબ પુષ્કળ સવાબનાં કામો કરવાં, અને ગુનાહથી ઘણુંજ પરહેજ રહેવું, અને ખાસ કરીને અતીદુષ્ટ હોય એવા

---

૧ **પવન ચિમિગાન,** "(અવસર) ને લાયકની નિરંગોમાં (સમાયલી બંદગીઓ)." **ચિમિગ** બોલને "અગતની" અથવા "લાયકની" એવી મતલબે લેવો જોઇયે. બીજું વાંચણ: **પવનિચ સ્યાન** થઇ શકે; તેમ વાંચતાં આખા વાકયનો અર્થ નીચે મુજબ થાય; "તે મજલેસની સનમુખ અવસ્તા છતાથી અને ગંભીરતાથી પઢી જાય."

૨ K. મુજબ **વાખતગીહ** મેં વાંચ્યો છે; સર્ખાવો ફાર્સી **બાખતન** "જાગૃત રહેવું," એ ઉપરથી "જાગૃતી," "આસપાસના સંજોગો તપાસતા રહેવાની રૂઢી." DM. અને DE. પ્રમાણેનું વાંચણ: **વ નિયાઝગીહ,** "કંગાલીયત" થાય.

૩ જયારે દુન્યાઇ ખજાનો કંગાલ અને તંગીમાં આવી પડેલાં લોકોનાં સંકટો તાળવા પાછલ વાપરવામાં આવે ત્યારે તેનો માલેક તે સખાવત માટે લાયક ઠરે છે. સખાવતને ખાતરજ સખાવત કરવી, અને દુન્યાના કોઇ લોભ કે માન ખાતર સખાવત કરવી નહીં, એવું જરથોસ્તી દીનનું તેના પાલનારાઓને ફર્માન છે, અને સર્વથી અગતના સદગુણોમાંનાં એક તરીકે તેને ગણવો જોઇયે. એજ ફકરાનો સાતમો વાકય ચોથા સાથે સર્ખાવો.

૪ **મસ-દાતિસ્તાનીહા**નો સામાન્ય અર્થ "ઉંચાં ધાર્મીક મતો પ્રમાણે," અથવા "અગતના ધાર્મીક ફેસલાઓ પ્રમાણે" થાય છે.

ગુનાહથી પરહેજ રહેવું સારૂં છે. (૧૦) દસમું, સુખી અંજામ એ સારી બીના છે, અને સુખી અંજામમાં (સવાબ કરીને) રવાનનો દોજખમાંથી છુટકારો કરવો એ સારી ચીજ છે.

**૧૨૮ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: આશમોઘી[1] એ શું છે તેથી વાકેફ થવા પછી તેથી[2] તદન પરહેજ રહેવું જોઇયે; અને જે કોઇ દુરઅંદેશ અને દાનાવ આદમી હોય તેણે પણ આ પ્રમાણે મગરૂર થવું નહીં કે: "તે (એટલે, આશમોઘી) મને સાંકલે બાંધી શકનાર નથી;" કારણ કે આએ (જમીનપરની) રજ જે આટલી બારીક અને પોચી છે તેબી એક કઠણ અને ચીવત પથ્થરમાંથી બનેલી છે.

**૧૨૯ મું.** (૧) તેઓ વળી એમ માનતા કે: એક માણસ પોતાના વસવાતમાં દ્રુજને દાખલ થવા દે[3] પણ પોતાનાં કામમાં તો નહીંજ. (૨) કારણકે જે શખ્સ તેને પોતાનાં ઘરમાં આવવા દે છે તે શખ્સ તેને દાબી શકે છે, અને જ્યારે પણ તે ચાહે ત્યારે તેને ઘરમાંથી કહાડી મેલી શકે છે. (૩) અને જે કોઇ પોતાનાં કામોમાં તેને માટે ખાહેશ રાખે છે, તે તેની ઉપર કાબુ ધરાવી શકતો નથી.[4]

**૧૩૦ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: દ્રુજને એવી જગાએથી હાંકી કહાડવો જોઇયે કે તેવી જગાથી જ્યારે તેને હાંકી મેલવામાં આવે ત્યારે તે બધી દુન્યામાંથી દુર થઇ જાય. (૨) અને વળી, એક ભલા મીનોને એવી જગામાં રાખવો જોઇયે કે તે જગામાં તેનું રહેઠાણ કરવાથી આ સઘલી દુન્યામાં તેનું રહેઠાણ થયલું ગણાય; અને તે જગા માણસનું પોતાનું તન અને તેનું કુટુંબ છે.

**૧૩૧ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે:—એક માણસ જે ઉંચા મરતબાએ પોંહોચે તે (તેવા મરતબાને) શણગારવા માટે છે; અને જ્યારે તે મરતબાનો શણગાર થાય છે ત્યારે તેનાથી આખી દુન્યાનો શણગાર થાય છે; અને જ્યારે તેનાં ઉંચા મરતબાનો શણગાર તેનાથી થતો નથી ત્યારે તેનાથી કોઇ પણ મરતબાને દીપાવી શકાય નહીં. (૨) આવા મુખ્ય મરતબાને તેઓ માણસનાં પોતાનાં તન તરીકે ઓળખાવતા હતા.

**૧૩૨ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: માણસને માટે ચાર ચીજો ઘણી નેક છે. (૨) અને તે નિચે મુજબ છે: રવાનનો ખોરાક, અને રવાનનું વચન, અને રવાનની કરણી, અને રવાનની સ્ત્રી. (૩) રવાનનો ખોરાક એ છે કે જે કોઇ જીંદગીનો પોતાનો ફાલો જે ભોગવે છે અને જાળવી રાખે છે તે એવી રીતે ભોગવે છે અને જાળવી રાખે છે કે ગોયા તે (રવાન તરફની) એક ફરજ બજાવતો હોય. (૪) રવાનનું વચન એ છે કે જે કોઇ પોતાનાં રવાનને

---

૧ એટલે, દીનને લગતી અશોઇ અને રાસ્તીનો નાશ કરવો તે.

૨ કલમી કેતાબોમાંના **મિનિચ ઝિમાન** બોલો મુજબ નીચે પ્રમાણે તર્જુમો થાય: "દરએક જમાનાએ કોઇ પણ જાતની આશ્મોગીથી પુષ્કળ પરહેજ રહેવું જોઇયે."

૩ બીજું વાંચણ: **અનઆસાન;** એ વાંચણ મુજબનો તર્જુમો નિચે પ્રમાણે થાય: "રવાનનાં રેહેઠાણમાં દ્રુજ આસાની વગરનો હોય છે, પણ લડતોનાં રેહેથાણમાં એમ તે હોતો નથી." પહલવી **કાર** બોલનો **અર્થ** અહીં "લડાઇ" તરીકે લીધો છે.

૪ સરખાવો ફકરો ૧૩૨, ૬.

માટે પોતેજ જાદનગો [૧] હોય. (૫) રવાનની કરણી એ છે કે જે કોઇ રવાનના દ્રૂજ સાથે, અને નહીં કે પોતાનાં કામોના દ્રૂજ સાથે, લડાઇ ચલાવે; કારણ કે જે કોઇ પોતાનાં કામોમાં દ્રૂજ સાથે લડવા પડે છે તે મારામારી કરવા તરફ વલણ લે છે. (૬) એક માણસનાં રવાનની સ્ત્રી તે છે કે જે દરેક પવીત્રાઇનાં કામમાં (તેનાં રવાનની સાથે) [૨] એક મલતી ખાહેશની હોય છે. [૩]

**૧૩૩ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: જે કોઇ અહીં (આ દુન્યામાં) અશો માણસોની સંગત કરે તે ત્યાં (બીજી દુન્યામાં) ફરેશ્તાઓની સંગત કરે છે. (૨) અને જે કોઇ અહીં બુરાંઓની સાથે ભેલાય, તે ત્યાં દેવોની સાથે ભેલાય છે. (૩) અને જે કોઇ ભલાં અને બુરાંઓ બંનેની સાથે ફરે તેને માટે એમ કહેવામાં આવતું કે તેઓની સાથે વીચાર, વચન અને કરણીમાં તે એકત્ર હતો.

**૧૩૪ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: સર્વ શક્તિવાન સાહેબ અહુરમઝદે દરેક જીવતાં માણસમાં નિચલી જુદી જુદી ઇંદ્રીઓની હસ્તીની જરૂર સ્વીકારી છે: (જેમકે) નાક, અને બોલવાની શક્તિ, અને જોવાની શક્તિ, અને વીચાર કરવાની શક્તિ.

**૧૩૫ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: અહુરમઝદ જે જગતનો માલેક તેણે પોતાનાં સઘળાં પ્રાણીઓને એકસરખી રીતે આ બે ફાયદાકારક પરીણામો નીપજાવવા માટે સર્જાવ્યાં છે; (જેવાં કે) સઘળી ખામીઓને હસ્તીમાં લાવનાર (અહરમન)નો તેઓ મારફતે નાશ કરાવવો, અને પોતાની (એટલે પોતાની સર્વ શકિતની) ગવાહી આપવી.

**૧૩૬ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: એક માણસે હર વખતે બનતા સંજોગોના સંબંધમાં પોતે પોતાનો હેતુ પસંદ કરવો જોઇયે, અને જોવું જોઇયે કે તેનાથી એક કામ પ્રમાણીક કે અપ્રમાણીક નીષ્ટાથી કરવામાં આવે છે. (૨) તેણે આ રીતે દરીઆફ્ત કરવો ઘટે છે કે: "મારી નીષ્ટા પ્રમાણીક છે કે અપ્રમાણીક છે ?" (૩) જો તેની

---

૧ "વચ્ચે પડનાર," "સેફારશ કરનાર."

૨ એટલે કે, તે સ્ત્રી પોતાના ભર્થારનાં રવાનને બીજી દુન્યામાં મદદ કરે છે, કે જે તેની સાથે એકમત થયેલી હોય, અને આ દુન્યામાં તે ભર્થારથી થયલાં સઘળાં સવાબનાં કામોમાં તેને તેણીએ મદદ કરેલી હોય.

૩ **નફશાનો** અર્થ "પોતે" અથવા "પોતાનું" તરીકે લઇયે, તો એ ફકરાનો અર્થ નીચે મુજબ થાય:–(૩) "એક માણસનો પોતાનો ખોરાક આ છે કે જે કોઇ પોતાનો ફાલો ભોગવે છે અને જાલવી રાખે છે તે એવી રીતે તે ભોગવે છે અને જાલવી રાખે છે કે ગોયા એક પોતાની ફરજ બજાવતો હોય. (૪) એક માણસનું પોતાનું વચન આ છે કે જે કોઇ પોતાનાં રવાનનો પોતેજ જાદનગો (મદદગાર) હોય. (૫) એક માણસની પોતાની કરણી (અથવા, ફરજ) આ છે કે જે કોઇ પોતાની અંદરના દ્રૂજ સાથે, અને નહીં કે પોતાનાં કામો માંહેલા દ્રૂજ સાથે, લડત ચલાવે છે; સબબ કે જે કોઇ પોતાનાં કામો માંહેલા દ્રૂજ સાથે લડે છે તે મારામારી તરફ ઢલી જાય છે. (૬) એક માણસની પોતાની સ્ત્રી આ છે: કે જે કોઇ તેની સાથે સઘળાં પવિત્રાઇનાં કામોમાં એકમત થઇને શામેલ થાય છે."

પોતાની ખરી ખાહેશ પ્રમાણીક હોય તો તેણે તે પ્રમાણે તેવી ખાહેશને વલગી રહેવું જોઇયે, અને જો તેનાથી ઉલટું હોય તો તેણે તેવી ખાહેશથી હાથ ઉઠાવવો જોઇયે.

**૧૩૭ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: દરેક આદમીએ મીનોઇ ખજાના માટે ખાહેશ રાખવી જોઇયે, કારણ કે જે કોઇ તે માટે ખરાં અંત:કરણથી માંગણી કરે છે તે તે મેળવી શકે છે.

**૧૩૮ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: આએ જુદી જુદી ધ્યાણ આપવા લાયકની ચીજો માટે ઘણું શોધમાં રહેવું જોઇયે: એક માન પામેલો પુરૂષ, એક વખણાએલો દીવસ, અને એક જેબ આપે એવું કામ.

**૧૩૯ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: અશોઇનું આએ એક તત્વ ઘણું પ્રગટી નીકળે છે, અને તે બહોલી ઇજ્જત છે.

**૧૪૦ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: જે માણસની આબરૂ બહુ મોટી હોય છે, તેના સંબંધમાં તેઓ કહે છે કે તેનાં કામોની ભલાઇની વીખ્યાતી એટલા માટે છે કે, જયારે તેનાથી બની શકે એટલા દરજ્જામાં તે પ્રમાણીક કામો કરે છે, ત્યારે જે ખાહેશ તેને થાય છે, તે એ છે કે: "ખોદા કરેને એવાં કામો હુ વિશેષ કરતો રહું." (૨) અને દરેક માણસ જે તદન આબરૂ વગરનો છે, તેના સંબંધમાં તેઓ કહે છે કે તેનાં કામોમાંથી બુરાઇ પ્રગટી નીકલે છે, તે એટલા સુધી કે જયારે તે તેમાંથી બનતું નુકશાન કરે છે ત્યારે તેને જે ખાહેશ થાય છે તે એ છે કે:— "ખોદા કરે ને એવાં કામો હું વિશેષ કરતો રહું." (૩) જે માણસે ઉપર જણાવ્યા પ્રમાણેનાં પેલાં ભલાઇનાં કામો કર્યાં હોય, અને જેણે બીજાઓને જાણીબુજીને કાંઇપણ નુકશાન કર્યું નહી હોય, તેને માટે ભલા ફરેસ્તાઓની મજલેસમાં આદરમાન હોય છે; અને આ દુન્યામાં તે (ફરેસ્તાઓ) આદમીઓનાં મોહવડે તેની કીર્તી સંભ્લાવે છે.

**૧૪૧ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: **અન્દર્ઝ ઓલ અનશુતાઆન** (એટલે કે, "માણસો માટેની નસીહતો") નામની કેતાબમાં આ મુજબ કહેવામાં આવેલું છે કે: "રાસ્ત ગરીબાઇ જે મોટાઓને માટે શ્રેષ્ટ છે તે મુજબ તારે અમલ કરવો જોઇયે;" અને તેટલા માટે ઉંચ્ચી ગરીબાઇ જે સર્વ ચીજોમાં શ્રેષ્ટ છે તે અખ્ત્યાર કરવાનું કામ સખ્ત છે. (૨) અને જે કોઇ લાચાર નથી પણ આબાદ હાલતમાં છે તે ગરીબાઇની ભલાઇ અને શ્રેષ્ટાઇને લીધે ગરીબાઇમાં ટકી રહે છે; અહરમનને દેવોમાંના સર્વથી બુરાઓની સાથે દુન્યામાંથી ત્યારે હાંકી કહાડવામાં આવે છે; અને તે (માણસ)ની મારફતે દરેક પ્રમાણીક કામનો ટકાવ અને વૃદ્ધી જે આ દુન્યામાં હસ્તીમાં આવી શકે છે તે હમેશાં ઓલંગી શકાય એવી એક નદી સમાન છે. (૩) અને એમ પણ કહેવામાં આવ્યું છે કે: "ગરીબાઇમાં તે માણસ કીર્તીવંત રહી શકે જે પોતાના તનને માટે જે કાંઇ ખાસ અગતની થઇ પડે એવી ચીજ બહુ ભપકાભરી મેલવવા કરતાં, બહુ ગરીબ સંસારે મલતી હોય તેથી વધારે ખુશી થાય છે." (૪) અને જે કોઇ આ રીતે ચાલે છે તે ગરીબાઇમાં પણ આબાદ રહી શકે છે, પણ જે કોઇ ઉલટી રાહે ચાલે છે તે (આવી) ગરીબાઇનાં ઝલકાટથી દુર રહે છે.

**૧૪૨ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: અમીરી ખવાસ એ છે કે એક શખ્સ ગેતીનાં બળવાન સાધણો પુરતા જથ્થામાં બીજાઓના ખપ અને લાભને ખાતર ધરાવે છે, અને એવાં બળવાન સાધણો જે પોતાને માટેનાં છે તેની કીંમત તે પીછાણી તેનો ઉપયોગ અને લાભ બીજાઓને બક્ષે છે, કે જેથી તેઓની પીડાઓ તલી જાય – પછી તે પીડાઓનું કારણ ગમે તે હોય – તે શખ્સ દર્વીશોનો પરાર્થ વકીલ ગણાય છે અને પોતે તેઓનાં સુખતું મુલ થઇ પડે છે. (૨) જે કોઇ દર્વીશ હોયછે, તથા દર્વીશની રીતે અમલ કરે છે, તે એવી રીતે વર્તે છે કે સઘળાં માણસો તેની જાહોજલાલીને લીધે અને તેના ગંજાવર (મીનોઇ) ખજાનાને લીધે પોતાને સુખી માને છે, અને આ રીતે મગરૂરી લે છે કે: "જો આપણી ઉપર દુ:ખ અને સંકટો આવી પડશે તો તે આપણને જરૂર જોગા ઉપાયો લાવી આપશે."

**૧૪૩ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: દર્વીશની હાલત એ છે કે એક શખ્સ પોતાના દુન્યાઇ બળવાન સાધણોને લીધે પોતે જાતે અને સંપુર્ણ રીતે ખોદાનો ભક્ત થાય છે, જેના વિચારો ખોદામાં તેઓનું મધ્ય બીંદુ રાખે છે, અને જે (તેવી હાલતથી) સંતોષ પામેલો હોય છે અને પોતાના મનમાં તુંડાઇ રાખતો નથી (તે દર્વીશ કહેવાય). (૨) અને જે શખ્સ નામીચો અને દોલતમંદ હોય તેને માટે તે હલકો વીચાર ધરાવતો નથી પણ તે આ રીતે દરીઆફ્ત કરે છે કે: "તેની જાહોજલાલી અને તેની દોલતના મુકાબલામાં મારી ગરીબાઇ જયાંબી હું હોઉં ત્યાં આયંદે જેની તેજ છે."

**૧૪૪ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: એક **કર્પ**ની હાલત[1] આ (પ્રકારની) છે કે આએ દુન્યાના બળવાન સાધણો જે તેણે બોહળી રીતે મેળવેલાં હોય છે[2] તેઓને અનિયમીતપણે તે વાપડી ખાય છે અને (પોતા માટેજ) રાખે છે. (૨) તેની જાહોજલાલી અને તેનાં સાધણોને લીધે બીજાઓ દુ:ખ પામે છે; વળી તે કે જે દર્વીશ છે અને સંતોષી પુરૂષ છે તેને માટે તે (કર્પ) અનગમો (ધરાવે છે), તેઓને ધીક્કારે છે[3] અને તરછોડી કાઢે છે, અને ગરીબાઇને એક સંકટ[4] મીસાલ ધારે છે. (૩) તેના સંબંધમાં માણસો નિચે મુજબની કશી ઉમેદ ધરાવતા નથી (જેવી કે)

---

૧ સરખાવો અવસ્તા **કરપન**, જરથોસ્તી દીનનો એક દુશ્મન કે જે તેના ધાર્મિક ફરમાનો તરફ અભાવ બતાવે છે (જુવો યસ્ન હા. ૩૨, ફ. ૧૨).

૨ હસ્ત લેખોનું વાંચણ: **વ બૂનદગ** છે; એ વાકય નિચે મુજબ વધારે સારી રીતે રચાવો જોઇયે: **મૂન તૂબાન અફ્ઝાર ઇ ગએતા બૂનદગ મત યગવીમૂનેત.**

૩ **અફ્શાન ખ્વાર વ સ્પૂગ વખદુનયેન;** સરખાવો ફારસી **સ્બુક**, 'નીચ,' 'હલકું;' અથવા **સ્બુક ગિરફ્તન**, 'ધીક્કારવું.'

૪ હસ્ત લેખોમાં **પવન અનાગીહ**ને બદલે **પ અનાગીહ;** પહલવી **પવન**ને બદલે પાઝંદમાં **પ** વપડાય છે.

" જો સંકટ અને મુશ્કેલીઓ આપણી ઉપર આવી પડશે તો તે (કર્પ) જરૂરજોગા ઇલાજો (આપણે માટે) લાવી આપશે." [1]

**૧૪૫ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: કંગાલ્યત આ (પ્રકારની) છે કે એક શખ્સ (આએ) દુન્યાની બળવાન દોલત પુરતી રીતે ધરાવતો નથી (અને) **તેથી** બેદીલ હોય છે; (તે) પોતાને કમનસીબ લેખે છે, દોલતમંદ અને કીર્ત્તિવંતને માટે ધીક્કાર ધરાવે છે, (અને) પોતે હમેશાં જાહોજલાલી અને સત્તા ધરાવનારાઓનો વિરોધી થાય છે.

**૧૪૬ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: અકેકથી ઉલટાં કામો [2] ચાર (પ્રકારના) છે, (જેમાંના) બે શ્રીમંત ઉમરાવોના છે, અને (બીજા) બે બળવાન દોલત નહીં ધરાવનારા દર્વીશોનાં છે. (૨) જો તે ઉલટાં કામો હસ્તીમાં નહીં હોય તો તેઓ (યાને ઉમરાવો અને દર્વીશો) અશોઇનાં કામોમાં સામતા એક સરખા નિવડે, અને દર્વીશ ઉમરાવોના ઉલટાં કામો તેજ શ્રીમંત ઉમરાવોના ઉલટાં કામો થઇ પડે. (૩) (મજકુર ચાર ઉલટાં કામોમાંનું) એક દર્વીશી તત્વને ઉંચ્ચે દરજ્જે નહીં ચઢાવવાનું (છે); બીજું દર્વીશોને સંકટ પોંહચાડવાનું અને તે (સંકટ) માંથી દર્વીશોને છુટા [3] નહિં કરવાનું (છે); ત્રિજું, રવાન શું ચીજ છે તે વિષેનું શિક્ષણ (દર્વીશોએ) મોહટા પુરૂષોને નહિં આપવાનું અભિમાન (છે); અને ચોથું, (દર્વીશનું) અસ્થિર મન [4] (છે).

**૧૪૭ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: અગરજો દર્વીશો પોતા વચ્ચેથી આ એક અભિમાન (નો દુર્ગુણ) કાઢી નાંખે કે જે બળવાન મોહટા પુરૂષો[5] વચ્ચે જાયઝ છે, તો તેઓ (યા તેઓનાં ફરજંદો) સો વર્ષ સુધી દોજખ તરફ પોંહોંચવાનાં નથી.

**૧૪૮ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: આ દુન્યામાં કોઇપણ શખ્સ (એવો) નથી કે જે સાહેબી અને દોલત તરફ ખરૂં માન ધરાવતો હોય. (૨) જે શખ્સ સુખી છે તે તો તેની રાસ્તીને લીધે છે, જ્યારે (બીજા હાથ પર) જે અસુખી છે તે તેના લોભના દરેક તરિકાને લીધે છે.

---

૧ સરખાવો ફ. ૧૪૨ મો. (૨)

૨ સરખાવો અવ. **પઇત્યાર**, 'વિરૂદ્ધ કામ.' જુવો વંદીદાદ, ફર્ગર્દ ૧. ફ. ૨–૧૩.

૩ **વીજારતન**, સરખાવો પેહલવી **વિજાર.**

૪ સરખાવો ફારસી **દરરહ**, 'અસ્થીર થયલું મગજ.' બીજી રીતે વાંચી શકાય; **ગરક**, સરખાવો ફારસી **ગરરહ ગૂફ્તન** 'ખુરૂં બોલવું,' અને એ ઉપરથી, 'નિંદા કરનારૂં મગજ.'

૫ બીજી રીતે વંચાય **મીગાન**, જે **મુગાન**, **મગૂમરદાન**, 'ધર્મગુરૂ,' 'મોબેદો' ને માટે વપડાય છે. એ વાંચન અત્રે બંધબેસ્તું છે, કારણકે આત્મિક બાબદનાં જ્ઞાનને 'સામર્થવાન પૈસાદાર પુરૂષો'ના કરતાં ધર્મગુરૂ વર્ગ સાથ વધુ લાગતું વલગતું છે.

**૧૪૯ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: ગેતીની દોલતને હદથી ઝયાદે શણગારવી નહીં, કારણ કે જે ધણી ગેતીની (દોલત) ને બેહદ સણગારે છે[1] તે મીનોઇ (દોલત) નો નાશ કરનાર (થાય છે.)

**૧૫૦ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: ગેતીની દોલતને એટલીજ હદ સુધી શણગારવી જોઇયે કે (જેથી) મીનોઇ (દોલત) ઘટી જાય નહીં.

**૧૫૧ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: આએ દુન્યાની દોલતનો ઉપ્યોગ (તારી હૈયાતીના) વખત દરમ્યાંન એવી રીતે થવો જોઇયે કે જાણે નિચે પ્રમાણે તું સ્વિકારતો હોય; "હું એક હજાર વર્ષ જીવશ, અને જે કાંઇ હું આજે નહીં કરશ તે ત્યાર પછી[2] બીજે દિવસે હું કરશ." (૨) અને મીનોઇ દોલતનો ઉપ્યોગ હમેશાં વિચારવંતપણે અને ઉદયોગી રીતે એવો થવો જોઇયે કે જાણે નિચે પ્રમાણે તું સ્વિકારતો હોય: "હું એક દીવસ જીવશ, અને જે કાંઇ હું આજે નહીં કરશ તે ત્યાર પછી મારાથી કરી શકાશે નહીં."

**૧૫૨ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: કોઇએ પણ ગેતીની દોલત અને (તેના) વધારાઓ માટે મગરૂર અને ઘણું લોભી[3] નહીં થવું જોઇયે, કારણ કે કોઇની પણ ગેતીની દોલત જમશેદ (પાદશાહ) ના કરતાં વધારે પુશ્કળ હોઇ શકે નહીં; અને જમશેદની (દોલત) વતીક (જેમ જેમ) અકેક દિવસ વહેતો ગયો (તેમ તેમ) કમટી થતી ગઇ, અને સેવટે (આએ) દુન્યાંની તમામ દોલત તેનાથી દુર થઇ ગઇ, અને મદદ સારૂ તેનો વિલાપ તેનાં રવાનને માટેજ હતો.

**૧૫૩ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: આદમીના ખવાસની આ (નિચલી) ત્રણ પ્રકૃત્તિઓ બેહસ્તને લાયકની છે. (૨) એક આએ મુજબની (છે): જે કોઇ જયારેબી કોઇ તરફથી તેને પુશ્કળ પીડા તથા દુ:ખ ખમવું પડે છે ત્યારે તે શખ્સ તરફ દુશમની અને કીનો ધરાવતો નથી. (૩) અને (બીજી) એક (પ્રકૃત્તિ) આએ મુજબની (છે): જે કોઇ પોતાના હસ્તક અત્યાર આગમજનો આવેલો ખોરાક પુશ્કળ નહીં હોવા છતાં તેને માટે આ પ્રમાણે આગમજથી ઉમેદ ધરાવતો નથી કે "તે (ખોરાક પુષ્કળ જથામાં) મનેજ પોંહચશે;"[4] અને અગરજો એક શખ્સ કે જે અત્યાર આગમજ ખોરાક ધરાવતો નહીં હોય, તે તેની પાસે (ખોરાક માટે) આવે તો તે મજકુર (ભલો) ઘણી લાયક રીતે[5] (યાને જેમ તેને કરવું જોઇયે તેમ) પોતાનાં

---

૧ પહલવી **અપતમાન આરાએ.**

૨ **અદીનશ,** ફકટ K માંજ મલે છે.

૩ ફારસી ઝબાનમાં મલતો આ બોલનો અર્થ સરખાવો.

૪ એટલે કે, જે એટલો બધો સંતોષી હોય કે પુરતા ખોરાક ઉપરાંત વધુ મેલવવા માટે કદીપણ લોભી ઇચ્છા યા ઉમેદ રાખતો નહી હોય.

૫ તે સંજોગો વચ્ચે જેમ તે કરી શકે તેમ,

ખોરાકમાં [1] પેલા શખ્સને ભાગ્યે કરશે. [2] (૪) અને (ત્રીજી) એક (પ્રકૃત્તિ) આએ મુજબની (છે): જયારે એક સ્ત્રી અને એક મર્દ ઉજ્જડ જગામાં જઇ પોંહોચ્યાં હોય, તેઓ પુરતી રીતે જમ્યા હોય અને આનંદમાં હોય, અને તેઓ એક બીજા તરફ અતિશ્ય વહાલ ધરાવતાં થાય, અને જો વળી તે વખતે કોઇએ પણ નહીં જાણેલા ( તેઓ વચ્ચેના ) પ્યારથી તેઓ દોરવઇ જાય એવી હાલત છતાં, પોતાના અંતઃકરણના અવાજને લીધે તે શખ્સ ( મજકુર ) સ્ત્રી સાથ હમબીસ્તર નહીં થાય.

**૧૫૪ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: ભલો ખવાસ એવો હોય છે કે જેને લીધે કોઇ શખ્સ ગુનાહ કરવાને ઇચ્છતો નથી. (૨) અને ડાહપણ આએ છે કે જેને લીધે કોઈ શખ્સ જયારે પણ ( ગુનાહ કરવાને ) તે ઇચ્છે છે ત્યારે વલી ( તે પોતાની તે ઇચ્છા અમલમાં મુકવા ) દેતો નથી. (૩) અને ભલા ખવાસની ગેરહાજરી આવી છે કે જેને લીધે કોઇ શખ્સ પોતે જે સમજતો નથી તે બકે છે. (૪) અને ડહાપણની ગેરહાજરી એવી છે કે જેને લીધે કોઇ શખ્સ પોતે જે ગ્રહણ નહીં કરી શકે તે વિષે સવાલ પુછે છે.

**૧૫૫ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: ખોદા તે કે જેનામાં મુર્ખ આદમી સિવાય દરેક આદમી પોતાની બાબદના સંબંધમાં તવક્કલ રાખે છે.

**૧૫૬ મું.** (૧) તેઓ વળી એમ એમ માનતા હતા કે: સરદારી [3] અને દોલતની તલબ કરતો જે શખ્સ તે મેલવે છે તેણે માણસોના ફાયદા અને સુખને માટે તે (ચીજો) ને સંગ્રીહ રાખવી જોઇયે, અને દુન્યામાં તેની મારફતે તે ( માણસો )ને તેણે લાયક બનાવવા જોઇયે. (૨) અને જે કોઇ દર્વીશપણામાં અને ભલાં કાંમોમાં [4] ઉંચ્ચે દરજ્જે ઉભેલો છે, તે તેથી કરીને આ દુન્યામાં ખુશાળી સાથ ભલી મીનોઇ શક્તિઓને લાવે છે.

**૧૫૭ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: એક શખ્સ કે જેનામાં **કીક** અને **કર્પ**નો ખવાસ જાયેઝ નથી, અને જે વળી જાતી અક્કલ (ધરાવે છે) તે જ્યાં સુધી પોતા ઉપરજ ભરૂસો રાખી કામ કરે છે ત્યાં સુધી તે સદગુણી હોય છે.

**૧૫૮ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: ઓછાં સવાબનાંજ ઘણાં [5] કાંમો કોઇએ કરવાં નહીં જોઇયે; કારણ કે જે કોઇ ઓછાં સવાબનાં ઘણાં કાંમો કરે છે તેનાંથી મોતેબર સવાબનાં કાંમો તે વખતે દુર રહે છે.

---

૧ સરખાવો અવસ્તા **પિતુ** યા **પિથ્વ**, સંસ્કૃત **પિતું**, 'ખોરાક,' 'પોષણ.'

૨ સરખાવો ફારસીમાં **બહર ગીરફ્તન.**

૩ **ખૂદાએઇહ**નો અર્થ વળી 'બાદશાહી,' 'રાજ અમલ' બી થાય છે.

૪ બીજું વાંચણઃ **હુનગારીહ**, '(ધાર્મિક) મનન.'

૫ **વેશીગાન**ને બદલે **વેશીશ્ન** વાંચવું; સરખાવો **દીનકર્દ**, પુ. ૬ ઠું, ફકરો ૨૩ મો, પાનું ૭ મું, ફુટનોટ ૩ જી.

**૧૫૯ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: આશમોઘીની નિશાણુ આએ (છે): જે કોઇ મોતેબર સવાબનાં કાંમને હલકાં તરીકે, અને નજીવા સવાબનાં કાંમને મહાભારત (કાંમ) તરીકે ગણે છે.

**૧૬૦ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: નજીવા સવાબનું કાંમ એક ગુનાહના ધાંકપીછોડા (સમાન) છે, કારણ કે એક જબુન ગુનાહ જે થાય છે તે એક નજીવાં સવાબનાં કાંમને લીધે જાહેરાતમાં આવતો નથી અને નજીવી રીતે તેમાં તેથી ઘટાડો થાય છે.

**૧૬૧ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: જયારે એક ઘણો બુધ્ધીવાન શખ્સ એવાં ન્હાનાં સવાબનાં ઘણાં કાંમો કરે છે, ત્યારે તેથી કરીને તે અશો બની શકતો નથી; પણ જયારે (એવા) એક શખ્સ તરફથી મોહટા સવાબનું કાંમ કરવામાં આવે છે ત્યારે તેથી કરીને તે (શખ્સ) અશો બને છે. (૨) અને આપણ આદમીઓએ ઉમદા કોશેશ કરવી જોઇયે કે જેથી કરી એક મોતેબર સવાબનું કામ આપણું પોતાનું થાય.

**૧૬૨ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: દરેક શખ્સ અંતઃકરણ ધરાવે છે; અને જયારે તે શખ્સનું અંતઃકરણ તનદરોસ્ત અને જખ્મી નહીં થયેલું હોય છે ત્યારે તેનું તે અંતઃકરણ કોઇ પણ બાબદને માટે એક લવાદ મીસાલ છે. (૨) અને જયારે એથી ઉલટો (મામલો હોય છે) ત્યારે એક બાબદ જે વખણાયલી હોય અને ઘણી સરસ તરીકે જાહેર કરવામાં આવી હોય, અને અમલમાં પણ મેલવામાં આવી હોય, તે છતાં તે ચીજ (કે જે અંતઃકરણની શકિત તે) નાશ પાંમે છે.

**૧૬૩ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: ધર્મનો જીવાત્મા ઝરથોશ્ત (છે), પવિત્રાઇનો જીવાત્મા માંથ (છે), અને અમીરીનો જીવાત્મા દેલાવરી (છે).

**૧૬૪ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: દરેક ચીજ મુળ [૧] ધરાવે છે; વિદયાનું મુળ સારો ખવાસ છે, રોશણીનું મુળ **ખોરશેદ** છે, અને પાણીનું મુળ **વોઉરૂકષ** [૨] (દર્યો) છે, અને રવાનનું મુળ રૂહ [૩] છે.

**૧૬૫ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: એક મોતેબર ઇચ્છા દીન સાથની દોસ્તી છે, કારણ કે હમેશાંની જોડાયલી દોસ્તી તે દીન સાથની દોસ્તી છે, અને જે દીનનો દોસ્ત છે તે અને દીન એ બને હ્યાં અને ત્યાં, (યાને આએ અને પેલી દુન્યામાં) સાથીજ તરીકે હોય છે.

---

૧ **ઝરેહ**, સરખાવો અવ. **ઝરયંઘહ**, 'દર્યો;' અને એ ઉપરથી 'મુળ,' 'ઝરો.'.

૨ સરખાવો અવ. **વોઉરૂ-કષ**, 'વોઉરૂકષ દર્યો' જે નાંમ આંવાં યશ્તનાં ક્. ૩, ૧૧૬ વિગરેમાં આવેલું છે, અને જેનો **કેસ્પ્યન સમુદ્ર** સાથ મુકાબલો કરવામાં આંવે છે. પહલવીમાં તે **ફ્રાખન-કર્ત** ને નામેથી ઓલખાય છે.

૩ **અહુ**, 'મીનોઇ તત્વ.'

**૧૬૬ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: દરેક જણ પોતે દીન તરફ યાતો જેમાં તે યકીન રાખે છે તે તરફ ફીદા હોવો જોઇયે, અને તેણે પોતાની ખાહેશને માટે આ પ્રમાણે પુરેપુરી રીતે દર્યાફ્ત કરવો જોઇયે કે: "તે કઇ ચીજ છે કે જેમાં તેને જાનફેશાનીથી યકીન રાખવું જોઇયે." (૨) અને દીનમાં ઘણીએક ચીજો છે કે જે તરફ તેણે જાનફેશાની રાખવી જોઇયે. (૩) અને તે શખ્સ ધર્મ ઉપર ઉસ્તવાર છે કે જે જ્યારે પણ (પોતાની દીનમાં દર્શાવેલી) કોઇબી ચીજ કે જે તરફ તેણે ફીદા થવું જોઇયે તે મેલવે છે ત્યારે તે પોતે જાનફેશાન થાય છે, અને જે કેટલીક ચીજો તરફ જાનફેશાની કરવાથી નહીં માફ થઇ શકે એવા ગુનાહો (બરપા થાય છે) તેવાં કાંમ તે બજા લાવતો નથી. (૪) આવો તે (શખ્સ) છે કે જે દીન તરફ, (પોતાની) બાનુ તરફ અને ફરજંદો તરફ, અને તેજ મુજબ અશો લોકો અને ધર્મગુરૂઓ અને બીજા ભલા શખ્સો જયારે તેઓ તેને પોંહચે છે ત્યારે તેઓ તરફ, પોતાનો જાન ફેદા કરે છે.

**૧૬૭ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: આએ દીનમાં એક કલામ (છે) જે ઘણો અગતનો છે, અને તે આ મુજબનો છે: "ખોદાતાલાની દીનમાં બીગુમાની (રાખવી)." (૨) અને ખોદાતાલાની દીનમાં બીગુમાની એવી હોવી જોઇયે કે તેથી જો ગુનાહ પછીનો ગુનાહ ઓછો થાય છે છટાંબી તેવા બીગુમાન લોકો ભલા મીનોઓની દોલતથી બીનસીબ રહે નહીં.

**૧૬૮ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: જયારે એક માણસ જબુન ગુનાહનાં બેહદ કાંમો [૧] કરે છે ત્યારે તે ગમગીન થાય છે, અને તે માટે પશીમાની કરે છે, અને આએ પ્રમાણે (મનમાં) કહે છે કે: "સૈવટે હું અહરમનનો પોતાનો થવશ નહીં; પણ હું એવી રીતે વર્તશ કે હું અહુરમઝદનો પોતાનો થાઉં, (અને) ત્યારે અહરમન મારે માટે થોડોજ વિચાર કરશે અને મારે માટે થોડુંજ ગુમાન રાખશે." (૨) એથી ઉલટું બીજો માણસ એક ઘણા નજીવા ગુનાહથી આજેઝ [૨] થઇ જાય છે, અને ગુનાહને લીધે તેના સવાબનાં કામોનાં સંબંધમાં (ગોયા) ગભરાઇ જાય છે, અને આ મુજબ બોલે છે કે: "જો સેવટે હુંબી અહરમનનો પોતાનો થવશ તો હવે મારાં સવાબના કાંમો શું કામનાં છે."

---

૧ જો પહલવીમાંના ૧૦૦૦ ની સંખ્યા માટેના બોલને અસલ "**અચાર**" હોય એમ માન્યે, અને તે શબ્દને "**હઝાર**" વાંચ્યાંથી કલમી કેતાબો લખનારની એક બેદરકારી ભરી ભુલ તરીકે લેખ્યે તો તે રીતે અર્થ નિચે મુજબ થવો જોઇયે:—"જ્યારે એક માણસથી પોતાનાં મન ઉપર કાબુ નહીં રહેવાથી બીન કાયદેસર હમબીસ્તર થાય છે (**મરઝાન** બોલને **મરઝિશન** અથવા **અવારૂન મરઝીશન** ને અર્થે લયે તો), અને તે ગુનાહ માટે પશીમાની કરે છે......"

૨ વાંચણ: **પસ્ખાર,** એ શબ્દ દીનકર્દનાં પુસ્તક ૬ ઠામાં કેટલેક ઠેકાણે આવે છે, અને એક ગુનાહ યા એક ગુનેહગારના સંબંધમાં વપડાયલો હોય છે.

**૧૬૯ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: એક માણસ આએ દુન્યામાં સઘલાં (બીજાં) માણસોને બુરાં તરીકે માને છે, તોપણ તે પોતાને બુરા તરીકે નહીં પણ અશો તરીકે ગણે છે (અને કહે છે) કે: "હું અહુરમઝદનો પોતાનો છું, તેટલા માટે અહરમન તેની પોતાની ઉપર (મારે સારૂં) થોડીબી હાદમારી લાવશે નહિં." (૨) એથી ઉલટું એક નજીવા ગુનાહવાળો શખ્સ પોતે આજેઝ થઇને કહે છે કે: "હું બુરો છું." (૩) એનો સબબ એ કે દુન્યામાં જોકે ઘણાક માણસો એક માણસનાં બદકામો [1] વિરૂદ્ધ હોય છે, તોપણ તે માણસની બુરાઇ પુરેપુરી પીછાણવાનું (તેઓથી) કદી પણ બની શકે નહીં, જયાં સુધી કે તે માણસ પોતે પોતાનાં બુરાં કાંમો પોતે જાહેર કરે નહીં.

**૧૭૦ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: જે કોઇ (જયારે) એક પારકા શખ્સ ઉપર ઇજા અને પીડા આવી પડે ત્યારે ખોદા પાસેથી (તેને માટે) મેહેરબાનીની આર્જુ રાખે છે, તે ખોદાતાલા પર કુદરતી યકીન [2] ધરાવે છે કે જો (તે પીડા પામેલા શખ્સનાં) કાંમો બેવકુફીભર્યા અને બેઇમાનીભર્યા હોય તોપણ તે ખોદાના સંબંધમાં એમ માને છે [3] કે જે કાંઇ ભલું છે અને જે કાંઇ બુરૂં છે તે સઘળાં ઉપર ખોદાનો પોતાનો કાબુ છે.

**૧૭૧ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: જે કોઇ બધી રીતે ડહાપણવાલો છે તે (આએ દુન્યાને લગતું) થોડું અને ઘણું, નજદીકનું અને દુરનું, આસાની અને હેરાનગતી (એ સર્વે) ને પીછાણે છે.

**૧૭૨ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: ગરોથમાન (બેહસ્ત) તરફ (જવાનો) તરીકો દીન સાથનું (આદમીનું) પએમાન છે. (૨) જયારે અહુરમઝદે તે રસ્તો તૈયાર કીધો ત્યારે અહરમને એક **ક્રેહીબૂદનો** અને બીજો **અઇબીબૂદનો** [4] (એવા) બે માર્ગો સાથે સાથે રચ્યા. (૩) અહરમને દોજખની હદ સુધીજ આ બંન્ને (માર્ગો) તૈયાર કીધા, પણ તે હદથી આગળ (વધુ) [5] તે કંઇ કરી શકયો નહીં.

---

૧ વાંચણ: **વદ્તરીહને** બદલે દસ્તખત મુજબ **વતરીહ** 'સૌથી જબુન પ્રકારની બુરાઇ,' યા 'સૌથી બુરી બદનામી.' બીજી રીતે વાંચતાં **વદ-રેહ;** સરખાવો ફારસી બોલ **બદ-રેહ**, 'બુરો-માર્ગ.'

૨ વાંચણ: **વીરૂયઇશ્નીહા;** યા શરૂઆતનો કાપો કાઢી નાંખતાં એ બોલ **દુજીશનીહા** યા **દુગ-દાનીહા** વંચાઇ શકાય.

૩ બેહતર **હીમનુનેત.**

૪ **ક્રેહીબૂદ** અને **અઇબીબૂદ** શબ્દોની પુરી સમજણ માટે જુવો પહલવી **દીનકર્દ**, પુ. ૩ જું. બાબો ૪૫, ૬૪ અને ૧૦૪ વિગરે (મરહુમ દસ્તુરજી પેશોતનજીની આવૃતિ અને તરજુમો); અને પહલવી **ગંજે શાયગાન**, ફ. ૧૭ મો વિગરે. તે સાથે સરખાવો ડો. કેસારટેલીનું "La Philosophie religieuse du Mazdéisme sous les Sassanides" માંનું "Condemned Sins" વાલું પ્રકર્ણ.

૫ DM. અને DE. નું વાંચણ **વ મિન ઝક વેશ લા, લા તૂબાન વઇરાસતન** કબુલ રાખતાં એમ અર્થ થાય: 'અને તેથી કદીબી આગળ નહીં, કદીપણ તે (માર્ગ) બનાવી નહીં શકતે.'

**૧૭૩ મું** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: બખ્તાવર તે આદમી છે કે જે (ખોદાઇ) જાહેર મોટા રસ્તાપર ચાલે છે, કારણ કે જે કોઇ શખ્સ દીનદારીની ઉંડી લાગણીથી તે (રસ્તા) પર ચાલે છે તે તેટલા માટે બરવખ્ત [1] બેહસ્તનાં મકાનમાં પોંહોચે છે. (૨) અને કમબખ્ત તે આદમી છે કે જે આડે માર્ગે હીલચાલ કરે છે, કારણ કે ગમે એટલો તે ઉદયોગી હોય તે છટાં (બેહસ્તના) મકાનથી તે દુરજ હોય છે. (૩) અને ઉપર જણાવેલો (ખોદાઇ) જાહેર મોટો રસ્તો તે દીન છે, અને મકાન તે બેહસ્ત છે.

**૧૭૪ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: કૌવતનાં પ્રમાણમાં રવાનની (નેકી યા બદીની) આંકણી થવી જોઇયે; પણ દોલતના પ્રમાણમાં કૌવતની આંકણી થવી નહીં જોઇયે, (કારણ કે) તે મદદ કરે યા મદદ નહીં (પણ) કરે.

**૧૭૫ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: તે મદદ [2] કરે અને મદદ નહીં (પણ) કરે, (કારણ કે તે) ચીજો અને આદમીઓમાં ફેરફાર કરી નાંખે છે. (૨) કેટલાકો (એવા) છે (કે જેઓને) તે મદદ કરતી નથી, જોકે તેઓ જાહોજલાલી અને દોલત,[3] સુનું, રૂપું અને બીજું દ્રવ્ય પુશકળ ધરાવે છે. (૩) કેટલાકો (વળી એવા) છે (કે જેઓને) તે મદદ કરે છે જોકે તેઓ એક (નજીવાં) ઢોર ઉપરાંત કશું વધારે ધરાવતા નથી, અને (તેઓની) ઇચ્છા તે ઉપરાંત કશું વધારે ધરાવવાની નથી.

**૧૭૬ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: દીનને મદદ કરવી અને મદદ નહીં કરવી તે આ મુજબ છે: જયારે લોકો ગુનાહ કરતા નથી ત્યારે તેઓથી (દીનને) મદદ થાય છે; પણ જયાંસુધી તેઓ સવાબનાં કાંમો કરે નહીં ત્યાંસુધી દીનને મદદ જેવી જોઇયે તેવી થતી નથી.

**૧૭૭ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: વળી પૈસા મેલવવામાં (એક શખ્સની) આએ લાયકાતો સારી છે કે તે ઉદયોગી હોય, સારી રીતે સંગ્રહ કરે,[4] અને સાથે સંતોષી હોય.

**૧૭૮ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: માણસો ચાર કીસમના છે; બે અજમાયશવાલાં અને બે અજમાયશ વગરનાં (૨) અજમાયશવાલાંનાં બે

---

૧ જો **પવન યમાન** વાંચ્યે તો 'જાહોજલાલી યા કીર્તિમાં' એવો અર્થ કરી શકાય. **પવન દમાન** વાંચ્યે તો 'તુરત' અર્થ થાય. એ પહલવી બોલને ફારસી **યમાન, દમાન** યા **ઝમાન** સાથ સરખાવો.

૨ વાંચણ: **વિજીરિસ્તન,** સરખાવો ફારસી **ગુઝીર** યા **ગુઝર,** 'મદદ,' 'ઇલાજ;' તેમજ **ગુઝીર કરદન.** પહલવીમાં એનો અર્થ 'તોલ કરવું' બી થાય છે.

૩ વાંચણ: **વિશસ્પક વ હસ્તક;** સરખાવો ફારસી **ગશસ્પ,** 'જાહોજલાલી,' 'ઝલકાત,' અને **હસ્તે** 'દોલત.'

૪ વાંચણ: **હુદાર.** બીજાં વાંચણો નિચે મુજબ છે:–(૧) **હુકાર,** 'પરોપકાર;' (૨) **હુયાર,** 'સાચ્ચો મીત્ર;' (૩) **હુન્ગાર (ખુરસન્દ),** 'ડહાપણભરી રીતે (સંતોષી).'

પ્રકારોમાંનો એક તેઓનો (બનેલો છે) કે જેઓ અશો લોકોના સમાગમમાં ભલા છે; અને બીજો (પ્રકાર) તેઓનો (સમાવેશ કરે છે) કે જેઓ બુરાઓની સંગતમાં ભુંડા નિવડે છે. (૩) કારણ કે એવું કદાચ બને છે કે જે શખ્સ સદગુણીઓ વચ્ચે રહેલો હોય છે તે જયારે બુરાઓ વચ્ચે (આવી પડેછે) ત્યારે વધારે ભુંડો (નિવડે છે); અને જે બુરાઓની સંગતમાં રહેલો હોય છે તે જયારે સદગુણીઓને મલે છે ત્યારે વધારે ભલો (નિવડે છે). (૪) અને અજમાયશવગરનાઓનાં બે પ્રકારમાંના એકમાં તેઓનો સમાવેશ થાય છે કે જેઓ ભલાંની સંગતમાં હોય છે અને સેવટે ખરાબ થાય છે; અને બીજો (પ્રકાર) તેઓનો (બનેલો છે) કે જેઓ બુરાઓની સોહબતમાં હોય છે અને આયંદે સુધરી જાય છે.

**૧૭૯ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: માણસને માટે જે બાબદ ઘણી શ્રેષ્ટ છે તે પ્રમાણીકપણાને લગતી આદત છે; કારણ જે એક (એવી) આદત (પાછલથી) કુદરતી ખાસ્યત બને છે, અને કુદરતી ખાસ્યત (પાછલથી) અંતઃકરણ (જેવું કાંમ કરે) છે.

**૧૮૦ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: તે માણસ ઘણોજ બખ્તાવર છે કે જે આ દુન્યાની નાશ પામતી [૧] દોલતને નહીં નાશ પામતી મીનોઇ દોલત સાથે એવી તો રીતે આમેઝ કરે છે કે જયારે તે (આ) દુન્યામાંથી ફારેગ થાય છે ત્યારે તે બેહસ્ત પામે છે.

**૧૮૧ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: દીનનાં કલામોમાંના ચાર (એવા) છે કે જેનાં એશારાઓ ઘણી ગમ મલે છે. (૨) અને તે કલામો નિચે મુજબનાં છે: એક ગુનેહગાર તરફ તેના ગુનાહના બાબમાં આંખ વિચામણ નહીં કરવી; અને એક બદ વિચારના શખ્સને તેની સત્તા અને દોલતને ખાતર મોહટાઇ નહીં આપવી; એક સવાબના કાંમ માટે મીનોઇ ભલી શક્તિઓ તરફથી બદલાની આર્ઝુ રાખવી; અને એક દીનનો શાગેર્દ બનવું. (૩) ખાસ કરીને દીનનો શાગેર્દ બનવું જોઇયે કારણ કે એવી શાગેર્દીથીજ દરેક ચીજ જાણી શકાય છે.

**૧૮૨ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: તમામ અવસ્તા અને ઝંદના કરતાં આએ ત્રણ ફરમાણો માટે વધારે આરજુ રાખવી: એક (ફરમાણ) એ કે એક ગુનેહગાર તરફ તેના ગુનાહના બાબમાં આંખ વિચામણ નહીં કરવી; બીજું એકે એક બદ વિચારના શખ્સને તેની સત્તા અને દોલતને ખાતર મોહટાઇ નહીં આપવી; અને ત્રીજું એ કે એક સવાબનાં કામ માટે ભલી મીનોઇ અને નહીં કે ગેતીને લગતી હૈયાતીઓ તરફથી બદલાની આર્ઝુ રાખવી.

---

૧ વાંચણ: **ફ્રસાવન્દ**; એથી ઉલટું **અફ્રસાવન્દ**; સરખાવો ફારસી **ફ્રસા** યા **ફ્રસાએ**, 'ખવાઇ જતું,' 'નાશ પામતું;' સામાન્ય રૂપ **ફ્રસાનીદન. દીનકર્દ**નાં પુ. ૯ માંનાં બાબ ૧૬ માંનાં ફ. ૧૪૪ માં એ બોલ વપરાયલો મલે છે.

**૧૮૩ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: જે કોઇ એક ઉપદેશ કે જે તે સમજી શકતો નહીં હોય તેના સંબંધમાં કહે કે "હું તે સમજું છું" તો તે ઉપદેશ અસ્પષ્ટ [1] હોવાને લીધે (બીજા) હજારો ઉપદેશો કે જે તે સમજતો હોય તે તેના મનમાંથી બાહેર નીકલી જાય છે.

**૧૮૪ મું.** તેઓ વળી એમ માનતા હતાકેઃ અગરજો તે કે જે નિસ્તપણામાં છે તે એવો ખ્યાલ ધરાવે કે "હું હૈયાતી વગરનો છું" તો તેમ બને.

**૧૮૫ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: દર એક આદમીએ લાયક થવું જોઇયે, કારણ કે ભાગ્યસાલી તે છે કે જે લાયક હોય છે અને દીનનાં કાનુનો જાણે છે, જેવાંકે, કયાં અને કોણ તરફ (ભેટ તરીકે) કાંઇક લઇ જવું જોઇયે. (૨) એટલે કે, મીનો અને ગેતી એ બન્નેને દીનની સાથ લાગે વળગે છે, અને (એક લાયક) શખ્સ વલી દીનમાં જે પરોપકાર, ડહાપણ, શાદમાની, આબાદી અને ઝયાદતી (મલી શકે) છે તેમાંથી લાયકોની ઉપર જ્યારે નવાજેશ કરે છે ત્યારે તે ઘણો ખુશી થાયછે.

**૧૮૬ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: એક શખ્સમાં સારો સ્વાભાવ હોય તે એક પાહડી જંગલમાંની સઘળી વનસ્પતી [2] કરતાં પણ વધારે કીમતી છે. (૨) તેવા શખ્સમાં વલી ભલો ખવાસ જન્મથી ઉત્પંન થયલો હોયછે; અને જયારે તે તેવા ખવાસને પોતાનો રાહબર [3] બનાવેછે ત્યારે (તેનો) તમામ સ્વભાવ રાસ્તી તરફ વળાણ લેછે.

**૧૮૭ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: માણસ જાતને વાસ્તે દરેક શખસે પોતાના દરવાજા ખુલ્લા રાખવા જોઇયે; કારણ કે જે કોઇ માણસોને માટે પોતાના દરવાજા ખુલ્લા રાખતો નથી તેના ઘરની લોકો મુલાકાત લેતા નથી. (૨) અને જયારે [4] લોકો તેના મકાનની ભેટ લેતા નથી, ત્યારે તે ઘરમાં ભલી મીનોઇ શકિતઓની મેહમાનદારી હોતી નથી. (૩) જયારે તે ઘરમાં ભલી મીનોઇ શકિતઓની આમદરફ્ત નથી ત્યારે તેને માટે પવિત્ર પ્રકાશ નથી. (૪) સબબ એકે આદમીઓ જેમ રોટલી

---

૧. સરખાવો ફારસી **કવારેહ,** 'ઝાંખું,' 'અંધારૂં.'

૨ સરખાવો ફારસી **સબ્ઝે,** 'લીલોત્રી.' હુઝવારેશ **ઝબઝબા,** 'ખોરશેદ,' એ બોલનો **ઝાબ્ઝ** બીગડેલો આકાર હોય અને પહલવી એમ વંચાઇ શકે કે **કોલા ઝબાઝબ પવન કઓફ દશ્ત,** 'એક પહાડી જંગલમાંની તમામ ખોરશેદની રોશની કરતાં.'

૩ સામાન્ય રીતે "સરદાર," સરખાવો ફારસી **પીશ્વા.**

૪. ત્યાં **અમતને** બદલે **મુન** વપડાયલો છે. યજશ્નેના ૫૭ મા હાના ૬ ઠા ફકરામાં **સ્રોષને** જે ઘરમાં આરાધવામાં આવે છે અને માન આપવામાં આવે છે અને તેની વખાણ કરવામાં આવે છે, અને જે (ઘર) અશો પુરૂષથી વસાયલું હોય છે તે ઘરની **સ્રોષ** મુલાકાત લેતો જણાવવામાં આવ્યો છે. એવું એક રહેઠાણ **સ્રોષ પાત** '**સ્રોષથી** બંચાવ થયલું' કરી ગણવામાં આવ્યું છે.

પાછળ ભમે છે, તેમ ભલી મીનોઇ શકિતઓ માણસ પાછળ છે, અને રોશની ભલી મીનોઇ શકિતઓની પુઠે ભમે છે.

**૧૮૮ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કેઃ ભલા લોકોની સાથે ભેલાવા અને ખાવાપીવાનો વહેવાર રાખવા માટે આદમીએ ઘણી કોષેશ કરવી જોઇયે. (૨) કારણ કે અગરજો તું કોઇને પીછાણતો હોય કે જે ભલા લોકોની સાથ ભેલાવામાં અને ભોજન વહેવાર રાખવામાં ગમે એટલો ભલો હોવા છતાં તે (પોતે) એટલું બધું ધરાવતો નહીં હોય કે જે અશો લોકોને આપી શકે, તો તારે તારૂં ભાણું લઇને અશો લોકો વચ્ચે જવું જોઇયે અને તેઓ સાથે મલીને તે ભોણું ખાવું જોઇયે.

**૧૮૯ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કેઃ એક ભેટ માટે એક તરૂણ ગુલામ જેમ ખુશી થાય તેમ દરએક આદમીએ ખુશી થવું જોઇયે, અને એટલી ઉમદા રીતે (તે માટે) યત્ન કરવો જોઇયે કે તે ખુશાળી કદી પણ તેનાથી વીસરાય નહીં. (૨) જો એક બાબદ કે જે મરજી મુજબ મેલવવાથી તેમાંથી એક ગુનાહ (બરપા) થતો હોય તો તે બાબદમાં નહીં, પણ બીજી કોઇ બાબદ કે જે મેલવ્યાથી રામશ્નીનો વધારો થાય તો તેમાં દરએકે ખુશાલીની આર્ઝુ રાખવી જોઇયે. (૩) કોઇએબી ગુનાહ કરવો નહીં જોઇયે, અને તે ગુનાહના નતીજામાં પોતા માટેની ખુશાળીને ત્યાગ કરવી (નહીં જોઇયે); કારણ કે એક ગુલામ છોકરો વતીક તે ચીજને માટે ઘણી ખાહેશ રાખે છે કે જે જ્યારે તેને સંતોષકારક રીતે મલે છે ત્યારે તેની મારફતે જખુન ગુનાહને તે બરપા કરે છે. (૪) એ ઉપરથી જાણવું કે એવી ચીજનાં ગોહરમાં એટલું બધું ખાવા લાયક તત્વ છે કે જેટલું ખજુર યા અખરોટ યા બખ્શેશ થયેલી કોઇબી બીજી ચીજમાં (હોય છે), અને જેથી તે શખ્સ સંતોષ પામેલો અને આનંદમાં હોય છે.

**૧૯૦ મું.** તેઓ વળી એમ માનતા હતા કેઃ આદમીઓએ બાહોશ રહેવું જોઇયે કે જેથી કરી મીનોઇ આસાની તેઓનાં શરીરમાં વસવાટ કરે, કારણ કે તે આસાનીનો હેતુ દીનમાં (જણાવેલાં) સવાબનાં કાંમો કરવા માટે ખાહેશ રાખવાનો અને તે કાંમોને મદદ કરવાનો છે.

**૧૯૧ મું.** તેઓ વળી એમ માનતા હતા કેઃ ભલી મીનોઇ શકિતઓની ખુશનુદી તે (શખ્સ) ની ખુશાળી છે કે જેને માટે સૈવટે (પેલી જેહાનમાં) કશી હાની નથી.

**૧૯૨ મું.** તેઓ વળી એમ માનતા હતા કેઃ ભલી મીનોઇ શકિતઓની ખુશનુદી ભલા શખ્સોની પોતાની ખુશાળી અને કિર્તિ છે.

**૧૯૩ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કેઃ દરેક આદમીએ શરીરને ખુશાળીમાં રાખવું જોઇયે, અને ગુનાહથી પોતાના હાથોને પાછળ હઠાવવા જોઇયે; કારણ કે જ્યારે શરીર ખુશાળ હોય છે ત્યારે **બહુમન** તે શરીરમાં વસ્વાત કરે છે. (૨) જ્યારે **બહુમન** શરીરમાં પરોણા (તરીકે રહે છે) ત્યારે ગુનાહ કરવો મહાલ છે,

અને શરીરની બીમારીથી ઘણું પહરેજ રહેવાય છે. (૩) એટલે કે જે કોઇ શરીરમાં બીમારી દાખલ થવા દે છે (તેના) શરીરમાં **અકોમન** પેવસ થાય છે; અને જે કોઇના શરીરમાં **અકોમન** પેવસ થાય છે તો સત્યતાનાં કામો કરવાનું તેને ભારી (થઇ પડે) છે.

**૧૯૪ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: બે કામો નેકીભર્યાં છે, અને તે નિચે મુજબનાં છે: અશો [૧] માણસની શોભા (વધારવી) અને અનીતિવાનને (સાચા માર્ગ તરફ) ફેરવવો.

**૧૯૫ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: દરએક ભલાઇનું ફલ ખુશાલી હોય છે; અને દરએક નુકસાનકારક કામનું ફળ પીડા હોય છે.

**૧૯૬ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: ખુશાલીનું મુખ્ય મુલ [૨] એજ ભલાં મનનો સંતોષ છે, અને દુઃખનું મુખ્ય મુલ અસંતોષીપણું છે. (૨) એટલા વાસ્તે જો તે જગતનો સાહેબ (જે) અહુરમઝદ (તે) નેકી કે જે તેની પોતાની છે તેથી સંતોષ પાંમે નહીં [૩] તો તે સુખી નહીં, અને જો અહરમન આફત કે જે તે પોતાની ઉપર પોતે લાવે છે તેથી અધીરો નહીં બને તો તે પીડા ભોગવે નહીં.

**૧૯૭ મું.** તેઓ વલી એમ માનતા હતા કે: જેઓ પોતાની દોલત વિષે સંતોષી હોય છે તેઓ ફીલસુફી અને વિધ્યા મેળવવાનાં બાબમાં સંતોષ પામેલા થતા નથી.

**૧૯૮ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: તે શખ્સ કે જેના શરીરમાં લોભી ઇચ્છાનો દેવ પેવસ થાય છે તે આએ દુન્યાની દોલત માટે ઘણો શોખ દેખાડે છે. (૨) ત્યારે આએ સૌથી સરસ ઉપાય (તેને માટે) છે કે જ્યારે એક આદમીને આએ દુન્યાની દોલત ઉપ્યોગ કરતાં ફાજલ જણાય ત્યારે તેણે આ પ્રમાણે દર્યાફત કરવો જોઇયે કે: "જુવો કે જે કાંઇ હું ધરાવું છું તે (મારાં મરણ બાદ) જો (મારે) તુરત છોડી જવુંજ જોઇશે તો શા માટે મારે તે પકડી રાખવું જોઇયે; હવે પછી હું તે મારી પાસે રાખશ નહીં કે જેમ કરવાથી તે માટેનો ચાહ કે જે મારીથી અલગ રહેશે તે પાછો મારામાં પેવસ થાય નહીં; કારણ કે ગેતીની દોલત નહીં જાળવવી એ તે ( દોલત મરણ વખતે) તજી દેવા કરતાં ઘણું વધારે જશભર્યું કામ છે."

**૧૯૯ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: એક પુરો ડાહયો માણસ હર ઠેકાણે આએ દુન્યાના સેવટ માટે સાવચેત રહે છે.

**૨૦૦ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: આએ દુન્યાની દોલત નાચીઝ છે, કારણ કે એક દીવસમાં બનવા જોગ છે કે તે શખ્સ કે જે આજે સવારે [૪] એક

---

૧. વાંચો **અશોગ.** બીજું વાંચણ: **અહુગ,** 'અંતઃકરણ', 'ખવાસ' થઇ શકે.

૨. **માતીગાન,** 'અંસ.'

૩. **હઇત્**ના અર્થે **હવાત્** વપડાયલો છે. **દીનકર્દ**ની ૩ જી કેતાબમાં **હવાત** શબ્દ 'જાણવું કે:'ને અર્થે વપડાયલો છે.

૪. **મહુર** એક કેલદયન શબ્દ છે, કે જેને આર્યન શબ્દ **ફ્રરદા**ના હુઝવારેશ શબ્દાર્થ તરીકે "પહલવી–પાઝંન્દ ગલોસરી"માં જણાવેલો છે. હીંયાં 'સવાર'નો અર્થ બંધબેસ્તો છે.

તનદરોસ્ત કારીગર હતો, અને હમણા દુરના ભવિષ્યની ઉમેદવાલો છે, તે છ કલાકના અરસામાં બીમાર, અશકત અને ઉમેદ વગરનો થાય છે, અને રાત (પડે નહીં તે) અગાઉ તે મરણ પામે છે; અને વળી ત્રીજે દીવસે જ્યારે તેની (ગેતીની) હૈયાતી ખતમ થાય છે ત્યારે મીટી સાથે તેનું તન મલી જાય છે, અને તેની ખાક બને છે. (૨)(આએ ઉપરથી) આદમીજાતે નિચે પ્રમાણે દર્યાફ્ત કરવો જોઇયે કે: "જ્યારે મજકુર આદમીના બાબમાં એમ બન્યું ત્યારે હું કે જે (આ દુન્યામાં હૈયાતછું) તેના બાબમાં (પણ) એજ રીતે બની શકે, વાસ્તે (આવી) દુન્યવી દોલત માટે શા સારૂ મારે ખાલી જીવ પછાડવો જોઇયે?"

**૨૦૧ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: જ્યારે કોઇ શખ્સ પાસે પૈસા[૧] હોય છે, અને ફકત તે પૈસા પોતાની મતા તરીકે રાખી મેલે છે, ત્યારે એવાં નારવા ગુનાહમાંથી છુટકારો[૨] મેળવવા સારૂ તેને તોજશ કરવાનું શોધવું[૩] પડે છે.

**૨૦૨ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: એક શખ્સે પોતા માટે એટલી દોલત રાખવી જોઇયે કે જેથી કરીને તેનો ઉધ્યોગ યા ધંધો બંધ પડે નહીં.

**૨૦૩ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: આવા પૈસા યા ખોરાક (હદથી ઝયાદે) પાસે રાખવાથી જો એવું બની શકતું હોય કે એક શખ્સ તે પૈસા અને ખોરાક હદથી ઝયાદે રાખી મેલવાને લીધે મરગરઝાન ગુનાહ કરે છે; (૨) તો એમ કેમ બની શકે કે એક શખ્સ કે જેની દોલત એવા પૈસા અને ખોરાક છે, અને જે દોલત અને ખોરાક તે ખરચી યા ખવાડી નાંખે છે તેને સવાબ પોંહચે; (૩) જોકે તે તેમાંથી કંઇબી બક્ષેશો કરતો નથી અને તેટલા માટે દીનના કાયદાથી તે ઉલટો જાય છે.[૪]

**૨૦૪ મું** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: માણસો ત્રણ કીસમના છે: એક, છુટકારો પામેલો; બીજો, આડે માર્ગે નહિં ગયલો; અને ત્રીજો, આડે માર્ગે ગયલો. (૨) છુટકારો પાંમેલો; તે શખ્સ છે કે જે ખોદાની દીન મારફતે તેનાં તરફથી જે કાંઇ (બશારત) સાંભલે છે[૫] તે અમલમાં મુકે છે. (૩) આડે માર્ગે નહીં ગયેલો તે છે

---

૧. **જોજન**નો અર્થ 'સીકકો,' યા 'પૈસા' થાય છે. બીજું વાંચણ: **ગંજ,** એટલે 'દોલત,' 'ખજાણો.'

૨. વાંચણ: **રીશિશ્ન ઇ કારાન,** સરખાવો ફારસી **રીશતન,** 'મોકલું કરવું,' 'છુટું કરવું.'

૩. સરખાવો ફારસી બોલ **તુખતન,** 'તલાસ કરવી.'

૪. **અઇરીખ્ત હુઇત**ના એક ટુંકા આકાર તરીકે **અઇરીખ્તેત** હયાં આવેલો છે, સરખાવો અવસ્તા **ઇરિખ્તેમ,** ગાથા ૩૨, ૭; ૪૪, ૨; ધાતુ **ઇરિચ,** 'આડે માર્ગે જવું,' 'નાશ કરવો.'

૫. **વશમસુનત,** 'જે (ધર્મના ફરમાનોને) તાબે થયો'; કલમી કેતાબોનાં વાંચણ મુજબ **વશ્તસુનત,** જે ઉપરથી તરજુમો એમ થશે કે: "છુટકારો પામેલો તે છે કે જે ખોદાતાલા તરફથી જે કાંઇ ચીજ તે ભોગવે છે તેમાંજ તે મશગુલ રહે છે." સરખાવો ફારસી **કાર–દાર** 'ઉદયોગી'. 'મશગુલ.'

કે જે અંતઃકરણની રેહબરી પ્રમાણે ચાલનારા (નેક) માણસની પુઠે ચાલે છે. (૪) અને આડે માર્ગે ગયલો તે છે કે જે વડા દસ્તુરો [1] (ના ફરમાન) તરફ પીઠ ફેરવે છે.

**૨૦૫ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: આ ત્રણ કીસમના માણસો બેહસ્તનું મકાન મેલવે છે; (૨) એક, (દીનની) દાનાઇમાં પુરો શખ્સ; બીજો, એવા દાનાવ પુરૂષનો મદદગાર; અને ત્રીજો, એવા દાનાવ પુરૂષની સાંભે નહીં થનાર.

**૨૦૬ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: માણસો આએ ત્રણ પ્રકારના છેઃ એક **ગાસાનીગ,** બીજો **હાત-માંનસ્રીગ;** અને ત્રીજો **દાતીગ.** (૨) તે કે જે **ગાસાનીગ** છે તે ભલી મીનોઇ શકિતઓ સાથ સંબંધ ધરાવે છે અને દેવો અને દ્રૂજોને માટે અભાવ [2] રાખે છે; (તેની) દોલતનું માપ (તેની) અશોઇ [3] અને સાદી સમજના પ્રમાણમાં હોય છે; અને જે ગુનાહ તે કરે છે તેને માટે (તે) શરમાય છે, અને ભવિષ્યની શિક્ષા માટે તે અંદરખાને અંદેશો રાખે છે. (૩) અને તે કે જે **હાત-માનસ્રીગ** છે તે અશો પુરૂષો સાથ મળતાવિષેક રહે છે, તેનો અભાવ બુરાઓ સામે છે, તેની દોલતનું માપ જે કંઇ તે નેક મનશ્નીથી બજાવે છે તે છે; અને જે કાંઇ ગુનાહ તે કરે છે તે માટે સ્રોષોચરનનાં (પવિત્ર) હથ્યારથી ખરફસતરોનો નાશ કરવો (એ તેની ફરજ) છે કે જે દોજખની શિક્ષાથી તેને બંચાવવા માટેની તોજેશ છે. (૪) અને તે કે જે **દાતીગ** છે તે દીન તરફ તાબેદાર (શખ્સો) સાથ હમશરીક હોય છે, તેનો અભાવ તકોબરી ધરાવનારા પુરૂષો સામે હોય છે, તેની દોલતનું માપ (દીનના) કાયદાની અદાલતથી થઇ શકે છે, એટલે કે (દીનનાં) કાયદાને આધીન થઇ ચાલવાનું (તેને માટે) અગતનું છે; અને જે કાંઇ ગુનાહ તે કરે તે માટે તોજેશ તરીકે દીન (રોજને) દીવસે મુર્તીઓનાં એક મકાનને તોડી પાડવાની તેની ફરજ છે.

**૨૦૭ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: એક નેકબખ્ત શખ્સ (પોતાના) રવાનને અપવિત્રાઇથી પહરેઝ રાખે છે; એક બદબખ્ત શખ્સ રવાનને માટે નહીં, પણ તનને માટે (ની મજાહ) નો શોખ રાખે છે.

**૨૦૮ મું** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: દરએક શખ્સે આએ ગેતીનાં તનને મેદાન [4] મીસાલ, અને નહીં કે એક ટેકરીની શીખર (મીસાલ) બનાવવું

---

૧. યાને દીનને લગતા વડાઓ.

૨. વાંચણ: **વીચગ-હુઇતગીહ;** સરખાવો ફારસી **પીચીદન.** આ પહલવી બોલના વપડાસ માટે જુવો **દીનકર્દ,** કેતાબ ૬ ઠી, ફ. ૪૩ મો, વૉલ્યુમ ૧૦ મું, કે જેમાં લગભગ એજ બોલોમાં એજ કીસમનો ઉપદેશ આપ્યામાં આવેલો છે.

૩. **દાહુમ** અથવા **દહુમ** બોલના ઉપયોગ માટે જુવો **દીનકર્દ** કેતાબ, દફતર ૮ મું, બાબ ૪૩ મો, ફ. ૧ લો, જયાં **દાહુમ** અને **અનઅઇર** વચ્ચેનો ફરક જણાવવામાં આવ્યો છે. **મેહરયશ્ત**માં અને અવસ્તાનાં બીજાં લખાણોમાં **દહુમ**ને, અર્થ 'જરથોસ્તી ધર્મગુરૂ વર્ગનો એક,' યા 'એક અશો પુરૂષ' તરીકે કરેલો મલે છે.

૪. બીજુ વાંચણ: **ગઓબર,** અવસ્તા **ગઓબર,** 'જમીનની ઉત્પત્તિ' 'ખેડુત,' 'મેંઢા અને ઢોરોનું ટોલું;' સરખાવો ફારસી **ગૂબારહ** યા **ગૂપારહ.**

જોઇયે. (૨) પાણી કે જે મેદાનમાં વરસે છે તે તમામ તે ઉપર (ઝીલાઇ) રહે છે, અને તે પાણી કે જે શીખર અને બીજી ઉંચી જગા ઉપર વરસે છે તે તે ઉપરથી તમામ નિચે ઉતરી જાય છે, અને જે પાણી શીખર ઉપર વરસતું નથી તે પહેલાં (મેદાનમાં) પોંહચતું નથી. (૩)**ગઓબર** (મેદાન) ના સંબંધમાં તેઓ એમ કહેતા કે: (તે) ઘણી મિત્રાચારી [૧] ની નીશાણ છે (એટલે કે) બીજાઓને માટે જે દોલત અગતની હોય, અને જે પોતાને જોઇયે તે કરતાં વધારે હોય, તેજ અને તેમાંથી (સખાવત કરીને) સંતોષ મેળવવા સારૂ પોતા પાસે રાખે. [૨] (૪) **ચિફાત**ના સંબંધમાં તેઓ એમ કહેતા કે: (તે) ઘણી દુશ્મનીની નિશાણ છે, (એટલે કે) બીજાઓને તે દોલત અગતની નહીં હોય એમ માની પોતાની ઝીયાદે દોલત પોતાના ઉપયોગ માટેજ રાખે, અને તેવાં કામ કરીને પોતાને દુ:ખી કરે.

**૨૦૯ મું.**-(૧) તેઓ વળી એમ માનતા હતા કે: ઓહોલી મીત્રાચારીવાળાં આદમીના બાબમાં (એમ છે કે) આ દુન્યાંમાં કરવામાં આવતાં સવાબનાં સઘળાં કામોમાંનાં જે તે પોતે કરે છે તેના પ્રમાણમાં એક મેદાન મીસાલ તે ચઢતા ઉપયોગમાં રહે છે, અને તેજ સબબ સર જે પાણી તેની ઉપર વરસે છે તે બીજી જગાઓથી તેને પોંહોચે છે. (૨) ઘણી દુશ્મનીવાળા આદમીના બાબમાં (એમ છે કે એક ટેકડીની શીખર મીસાલ) આ દુન્યાના સઘલાં સવાબના કામોમાંનું તેના માટે એટલુંજ રહે છે કે જે કાંઇ તે પોતે કરે છે તે એક શીખરપરના પાણી મીસાલ તેની પરથી ઢલી જાય છે, અને તેટલા વાસ્તે બીજી જગાઓનું પાણી તેને પોંહોંચતું નથી.

**૨૧૦ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: જે કોઇ (પોતામાં જાયઝ રહેલા) ગેબી (ખોદાઇ) આવાજને લીધે ભલાં યકીનથી રવાન ઉપર મોટે દરજ્જે આધાર રાખે છે, તે શખ્સ જોકે જે ઉપર તે યકીન રાખે છે તે નથી દીન કે નથી ખોદાનો (દેખાડેલો) માર્ગ, છતાં ખોદા ઉપર તવક્કલ રાખે છે, જેથી આએ બેહતરી તે ભોગવે છે કે (અચાનક) દીન અને ખોદાતાલાનાં (દેખાડેલા) માર્ગ ઉપર તે ચાલે છે.

**૨૧૧ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: દરએક શખ્સે અશોઇમાં ખંતથી મંડવું જોઇયે, અને સારાં કામો કરયા કરવાં જોઇયે, અને ખોરાક અને માલમતાના સંબંધમાં જે કાંઇ ઘણુંજ ઉપયોગી, ઘણુંજ લાયક અને ઘણુંજ કામનું હોય તેથી તે શખ્સ સારી રીતે બદલો પામેલો થવો જોઇયે. (૨) અને એક ઓછો ઉદયોગી શખ્સ જયારે તે મીનોઇ ફરેસ્તાઓની ગણત્રીને શરણ થાય છે ત્યારે આવી ઇચ્છા ધરાવે છે કે: "મેં થોડી મજાહ કીધી હતે અને થોડુંજ (મારે માટે) રાખ્યું હતે, અને ઘણાં (સવાબનાં) કાંમો મે કીધાં હતે (તો કેવું સારૂં.)"

---

૧. **વેહ-દુસ્તીહ,** 'ભલી મીત્રાચારી' પણ વાંચી શકાય.

૨. સાર એ છે કે કોઇએ પોતાની દોલતનો જોઇયે તે કરતાં ને વધુ ભાગ જે હોય તે પોતાની જાતી મજાહને માટે વાપડવો નહીં જોઇયે, પણ જેઓ મુશ્કેલીભરી હાલતમાં હોય તેઓને મદદ કરવા માટે તે રાખવો જોઇયે, કે જેથી કરીને બીજા લોકોને મદદ થવાથી અને પુશ્કલ મીત્રો બનવાથી તેને મીનોઇ આસાની મલે.

**૨૧૨ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: દરએક જણે (જીંદગીનાં) આ બે નિયમોપર અમલ કરવો જોઇયે, અને તે નિયમો પ્રમાણે ઘણી સાવચેતીથી ચાલવું જોઇયે. (૨) એ બેમાંનાં એક નિયમના બાબમાં (એમ છે કે) તે શખ્સે તેની પોતાની જીંદગીપર નેગેહદારી રાખવી જોઇયે, અને (તેના) સુધારા માટે બને તેટલી કોશેષ કરવી જોઇયે. (૩) બીજા નિયમના બાબમાં (એમ છે કે) તેણે પોતાનાં કાંમમાં નીતિવાન સદગુણો અખત્યાર કરવા જોઇયે, અને તે અમલમાં મુકવા જોઇયે, અને તેમ કરવાથી ખુશી થવું જોઇયે, અને તેમાંથી કાંઇ મોતેબર ધડો શિખવો જોઇયે.

**૨૧૩ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: માણસનું રવાન કદીપણ એક સ્થીતીમાં (હંમેશાં) રહેતું નથી, કારણ કે તેને લગતા નિયમ મુજબ તે આગળ વધે છે યા પાછળ હઠે છે. (૨) તેના આગલ વધવા અને પાછળ હઠવાના સંબંધમાં આ પ્રમાણે કહેવામાં આવ્યું છે કે: "જયાં સુધી માણસ મીનોઇ આત્મીક ઇચ્છાઓની પુઠે જાય છે ત્યાં સુધી તે આગળ વધતો જાય છે; જયારે તે તનોમંદ ઇચ્છાઓની પુઠે જાય છે ત્યારે રવાન હલકું પડતું જાયછે."

**૨૧૪ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: એક આદમીએ જાતી ડહાપણથી ખોદાના અને ભલી મીનોઇ શકિતઓના કાંમોના તમામ ભેદોને લાયકનાં થવું જોઇયે. (૨) જયારે એક માણસ (તે ભેદોને) લાયકનો થાય છે ત્યારે ભલી મીનોઇ શકિતઓ પોતે (તેને) (ખોદાના) ભેદો વિષે અને રવાનની ગેતીને લગતી અથડા અથડી યાને લડાઇ વિષે માહીતગાર કરે છે; કારણ કે જે પાયદાર ખજાણો છે તેની તે તલબ કરે છે, અને ત્યારે કુદરતના ખોદાઇ ભેદો અને રવાનની[1] ગેતીને લગતી લડત તેવા કોઇનેબી છુપાં રહેતાં નથી, સબબ કે આએ જાણીતું છે કે જેમ માણસ વધુ વાકેફ થાય છે તેમ તે વધુ અને વધુ કૌવત સાથે સુધરતો જાય છે. (૩)તેઓ કે જેઓ (ઉપર પ્રમાણે) લાયક હતા તેઓના બાબમાં આ પ્રમાણે જાહેર કરવામાં આવ્યું છે કે: "તમો એટલી હદ સુધી અશો થશો કે ભલી મીનોઇ શકિતઓનો વસવાટ તમારા શરીરમાં થશે કે જેઓ (તમારાં) રવાનને લગતી દોલતના છુપા ભેદો સારી પેઠે ખુલ્લા કરશે."

**૨૧૫ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: દીનના સંબંધમાં સાત ઠગારાઓ છે, તેઓમાંના ઘણાજ જબુન (ઠગારા) તરીકે **માથ્ર**ના નાશ કરનારને કહેવામાં આવ્યો છે.

**૨૧૬ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: એવો કોઇ પણ બીજો શખ્સ નથી કે જે **એક આશ્મોઘની** માફક આએ દીનને માટે ઘણુંજ વીરૂદ્ધનું કામ કરનારો હોય, કારણકે એમ માલમ પડે છે કે આશ્મોઘોમાં કોઇ પણ એવો દુશ્મન નથી કે જે એક નીચ ઠગારો હોય અને ખરેખર દીનને માટે ઘણોજ સખ્ત હોય, અને જેને માટે દીન

---

૧. **નીશા** બોલને **નીશ્મ** 'રવાન'ને બદલે હયાં વપડાયલો ગણ્યો છે.

માં દાખલ થવું બની શકે એમ હોય. (૨) તે કે જે આશ્મોઘ છે, જે એક નીચ ઠગારો છે અને (દીન તરફ) ઘણોજ સખ્ત છે, તે માંથનો ફેલાવો કરવાની (ભુલાવો ખવાડનારી) ઇચ્છા દેખાડી (દીનમાં) દાખલ થાય છે; પણ તે તો દીનને લગતાઓમાં ખરેખર સ્વાર્થનિષ્ટાં અને કજીઓ કંકાસ લાવે છે.

**૨૧૭ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: "માણસોમાંની પહલવાની તોખમનો તું છે, એટલે કે ઘણીજ ખોરેહમંદ જાતનો (તું છે) કે જેણે અવસ્તા અને ઝન્દના શિક્ષણને અગતના તરીકે સ્વીકાર્યાં છે."

**૨૧૮ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: કોઇ પણ એવો શખ્સ નથી કે જે જે કાંઇ ચીજ પોતાની પાસે છે તેનાં સારાં ફળ માટે આએ દુન્યામાં મેહનત લેતો નથી, યાતો તેની જંજાલને લીધે તે ચીજ છોડી દે છે; અને જેને વળી ગરીબાઇની હાલતમાં કોઇબી માણસ આ દુન્યામાં તજી દે છે. (૨) જ્યારે તે કે જે સૌથી સરસ દર્વીશ મર્દ છે, તે જ્યારે ભલી મીનોઇ શક્તિઓની ગણત્રીને (પોતાના સવાબનાં યા સવાબનાં નહીં એવાં કામોને માટે ઇનસાફ મેલવવા સારૂં) પોહોંચે છે ત્યારે તેની ખાહેશ આવી હોય છે:- "હું ઇચ્છુ છું કે અશો જીંદગી ગુજારતાં હું વધારે ગરીબ રહ્યો હતે, (કે જેથી) મારી (કરણીનાં હેસાબની) હાલની ગણત્રી હજી પણ વધુ પ્રકાશીત અને વધુ કીર્તિવંત નિવડતે."

**૨૧૯ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: ભલી મીનોઇ શક્તિઓની ગણત્રીને માટે (જો) એક શખ્સે સવાબનાં બીજા કાંમો નહીં કીધાં હોય કે જે તેને આએ પૃથ્વિપર કરવાં જોઇતાં હતાં, તો (તે કાંમો) તેણે નહીં કીધેલાં હોવાને લીધે તે એટલો બધો પસ્તાવો અને પશ્ચાતાપ કરે છે કે ગોયા તેને આ પ્રમાણે યાદ આવ્યું હોય: "અફસોસ કે આદમીઓને માટે આષીર્વાદ જેવાં મોતેબર સવાબના કેટલાંક કામો આતશમાં બળવાને માટે અને પાણીમાં નાશ પામવાને મેં સપુર્દ કર્યાં, નહીંતો મારાં રવાનને માટે શિક્ષા કમતી (થઇ હતે.) હું તેની મીસલ (હાલમાં) છું કે જેણે (બીજા) શખ્સ પાસેથી ખજાણો લુટયો હોય અને તેટલા ઠકી તેને સંતાપ સોસવો પડતો હોય."

**૨૨૦ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: જે કોઇ વેશ્યા સાથ હમબીસ્તર થાય છે તે તેટલા માટે એક દસ્તાનવાલી ઓરત[૧] સાથ હમબીસ્તર થવા જેટલો ગુનેહગાર થાય છે.

**૨૨૧ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: એક ફરેસ્તાઇ ખસલતના માણસને આએ દૂન્યામાં જેમ તે પોતે (થવાને) ઇચ્છે તેમ ભલી મીનોઇ શક્તિઓ ઉછેરતી નથી. (૨) તેઓ (તેના) રવાનને ઘણુંજ લાભકારી થઇ પડે એટલો બધો તેને તેનાં પોતાનામાં સદગૂણી રાખે છે, અને એટલી બધી તેની જતન લે છે.

---

૧. "પાઝન્દ પતેત" માં **દશ્તાન મર્ઝ ગુનાહ** તરીકે આ ગુનાહ લેખાયો છે; સરખાવો અવસ્તા **મેરેઝુજીતિ**, 'ગુનાહભરી જીંદગી'; અવસ્તા ધાતુ **મર્ઝ.**

**૨૨૨ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: ભલી મીનોઇ શક્તિઓ એક ફરેસ્તાઇ ખસલતના માણુસની એટલી બધી જતન લેછે કે તેઓ તેને તેની પોતાની ઇચ્છા મુજબ દોરવતા નથી યાતો દોરવાઇ જવા દેતા નથી; જેની મીસલ એક શખ્સ છે કે જેની પાસ પોતાનાં બચ્ચાં માટે થોડોક વાસી ખોરાક હોય, જે (ખોરાક) તેને લેહજતદાર જણાય છે અને જો તે ખોરાક ખાય તો તે મરી જાય; એટલે કે તે શખ્સના બચ્ચાંના બાબમાં વાસી ખોરાક આપવો નહીં એ ઘણી ગંભીરાઇથી વિચાર કરવા જોગ બાબદ તેને માટે થઇ પડે છે જ્યારે કે તે (પોતાના બચ્ચાંની) ખોરાક માટેની જીજ્ઞાસા તૃપ્ત કરતો નથી.

**૨૨૩ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: તે કે જે એક પારકો શખ્સ [૧] છે તેની કેળવણી માટે જે સરસ ચીજ છે તે એ કે એક (શિક્ષકે) પોતાનો સ્વભાવ (પેહલાં) શણગારવો જોઇયે, અને પોતાને એક આયના મીસલ બનાવવો જોઇયે, અને તે (આરસી) તે અજાણ્યા શખ્સની સનમુખ મેળવી જોઇયે. (૨) તે કે જે અજાણ્યો શખ્સ છે તે તે(આયના) માં જોશે અને નજર કરશે (અને) તેમાંથી ચઢતો ઉપદેશ [૨] મેલવશે.

**૨૨૪ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: તે કે જે ભલાઇમાં પોતાને શણગાર્યા ઉપરાંત (પોતાની) કોશેશામાં ફતેહ મેલવવાને હૈયાતી ભોગવે છે તેની તરફથી જે કોઇ શખ્સ શિખી શકતું નથી, તે આએ કારણુસર સુધરી શકતો નથી કે એક માણુસ શણગાર પામેલી સમજ શકિત ધરાવનારાં ધોરણ પરથી (પોતાની) કસુરો જો પીછાણી શકે છે તોજ આએ દુન્યામાં તેના પોતાના કરતાં વધુ ઝલકાતવાળી અને વધુ પ્રકાશીત ચીજમાં તે પોતાને નિહાલે છે. (૨) એ ઉપરથી ઘણીક વખતે એક માણુસ તમામ સાફ લોખંડની જામમાં પોતાને જોઇ શકતો નથી જ્યારે એક સ્વચ્છ આરસીમાં તે પોતાને ખુલ્લી રીતે જુવે છે, તેનું કારણ એ કે આયનાની ધાતુ માણુસની નજર માટે ઘણી ખુલ્લી, [૩] અને લોખંડની જામ તદન નહીં નજર કરી શકાય એવી છે.

**૨૨૫ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: દરએક માણુસે પોતે પોતાને ઉદયોગમાં કસવું જોઇયે; અને (જયારે) કોઇ પણ શખ્સ રાતના વચગાલેના એક તૃત્યાંસ ભાગ દરમ્યાન આતશને ઘરમાં બલતો રાખે છે, ત્યારે સઘલી બુરી શક્તિઓ તેથી કરીને હર ઠેકાણે નાશ પામે છે. (૨) અને જેટલો વખત સુધી આતશ બલતો રહે છે, (તેટલો વખત) હર ઠેકાણે તે આતશ અંધકાર અને કાળાશને દફે કરે છે, ગોયા તે

---

૧. **ઓલા ઇ તનીદ**નો અર્થ 'બીજો' પણ થાય છે; વલી **ઓલા ઇ તુન્દ** વાંચતાં 'તે કે જે તુંન્દ મીજાજનો છે.'

૨. એ બોલતું બીજું વાંચણ: **હમ-નાઝેત** 'વારંવાર ખુશી થાય છે;' સરખાવો ફારસી **નાઝીદન,** 'ઉપરા સાપરી સુખી થવું.'

૩. યા 'માણુસો કરતાં દેખાવમાં (વધુ પ્રકાશીત).'

અંધકારને તદન કાપી નાખે છે અને નાબુદ અને બેમાલુમ કરે છે. (૩) તે કામ વળી જે કોઇને અંધારાંનો નાશ કરવા માટે અને અંધકાર અનદીઠ કરવા માટે નેમવામાં આવ્યો છે તેને મીનોઇ દુન્યામાં મદદગાર થાય છે. (૪) અને તે રોશની કે જે કાળાશને અનદીઠ બનાવે છે તે જે શખ્સને માટે તે રોશ્ની છે તેના રવાન ની આગમજ મીનોઇ દુન્યામાં ઉપર જાય છે, અને તે માણસનાં રવાનને રોશન, સુખી અને આસાન [૧] કરે છે.

**૨૨૬ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: દીનને લગતાં (ફરમાંનોનાં) સંગ્રહમાં ઘણો અગતનો દીનને લગતો એક નહાનો ઉપદેશ નિચે મુજબ છે: જે કોઇ ચાલુ[૨] એવું કામ કરે છે કે જેથી તે ઘણા શખ્સોની નજરમાં કીર્તી અને જાહેરાત મેળવે છે, તેના સંબંધમાં આદમીઓ એમ નહીં બોલશે કે "તુંએ (જીંદગીમાં) અનીતિનાં અને ખરાબ કામો કર્યાં છે."

**૨૨૭ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: દરેક શખ્સ જ્યારે તે દીવસમાં ત્રણ વખત ખોરશેદની સેતાયશ [૩] કરે છે ત્યારે પોતાને ખોદા તરફ તદન ફેદા કરે છે, અને દીન અને ખોદાતાલાની (હંમેશની) હૈયાતી, તેમજ અહરમન અને દેવોની (સેવટની) નાબુદગી તે જાહેર કરે છે. (૨) અને હરેક ગુનાહ જે તે વિચારે છે તેનો તેજ દીવસે તે ત્યાગ કરે છે, અને પશ્ચાતાપમાં પોતાના વિચાર, વચન અને કામની માફી માટે ખોદા પાસે અર્જ ગુજારે છે. (૩) હરએક દીવસે તેને પોતા માટે આ પ્રમાણે ગણત્રી કરવી જોઇયે: "આજે મેં શું ખરચી ખાધું છે, અને શું બચાવ્યું છે ? મેં કઇ ફરજો બજાવી છે અને કઇ કીસમના કામો કર્યાં છે ? આજે ભલી મીનોઇ શક્તિઓનું કે દેવોનું હથ્યાર હું બન્યો છું ?"

**૨૨૮ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: આએ ત્રણ ચીજો કરવી એ માણસનું મુખ્ય કામ છે, અને જે કોઇ તે કરતું નથી તે ગુનેહગાર શખ્સ (ઠરે છે). (૨) એક પોતાનો સ્વભાવ સંપુર્ણ રીતે શણગાર પામેલો કરવો, એક બીજાની ખાંમીઓ નહી શોધવી, અને એક ખોદાતાલા ઉપર તવકકલ રાખવો.

---

૧. કલમી કેતાબો મુજબ: **કુખસાન**, '(કાલાસ સામે) લડતાં.'

૨. **પાતરૂઝીગ** શબ્દને **પાતદહિશ્ન-રૂજીગ**નું ટુકું રૂપ ગણ્યું છે; એનો અર્થ 'બદલો મેળવવાનો દીવસ' કરી થાય. **મિન પાતરૂઝીગ ઝક કુનિશ્ન વબીદુનયેન** વાંચતાં, 'ઇનસાફના દીવસનાં કારણને લીધે તે સવાબ કામ (એક શખ્સે) કરવું જોઇયે.'

૩. દર દીવસ ત્રણ વખત હાવન, રપીથ્વીન અને ઉજીરન ગેહ દરમ્યાંન જ્યારે ખોરશેદ દેખાતો હોય છે, ત્યારે ખોરશેદ અને મેહેરની નિયાયશ પઢવાનું જરથોસ્તીઓ માટે અગતનું છે. રાત અને દીવસ દરમ્યાંન, પાંચ વખત, પાંચે ગેહમાં પોતાની બંદગી કરવાની એક સાચા અને ખાલેસ જરથોસ્તીની ફરજ છે.

**૨૨૯ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: **આએ દુન્યાની** દોલતનું ફળ જીંદગીનું રક્ષણ છે; જીંદગીના રક્ષણનું ફળ તનોમંદ જીંદગીનું રક્ષણ છે; શરીરનાં રક્ષણનું ફળ અને રવાનનું ફળ **તને પસીન** છે; અને **તને પસીન**નું ફળ ગુનાહ વગરની હાલત સાથની ખુશાલી છે, અને તે હમેશાં હોય છે અને હમેંશાં રહેશે.

**૨૩૦ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: મીનોઇ દુન્યામાંથી તનોમંદ દુન્યામાં મીનો યઝદોનું આવવું પહેલવહેલાં આતશબેહરામમાં[1] અને ત્યાર પછી બીજી જગાઓ તરફ હોય છે.

**૨૩૧ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: અગરજો આશમોઘ લોકો દીનમાં દાખલ થાય, અને ભલી દીન જાહેર કરનાર ખોદાતાલાની હસ્તી યા નિસ્તીના સંબંધમાં સામે થાય ત્યારે ફકટ તે કે જે દીનનો ધર્મગુરૂ છે અને જેનું ખાસ કામ તેજ છે, તે (મજકુર) આશમોઘો તરફથી દર્શાવવામાં આવેલાં આશમોઘી મતથી (પોતાના) રવાનને બચાવવાને શક્તિવાન હોય છે. (૨) એ સબબને લીધે બીજાં લોકો જ્યારે (દીનને માટે) આર્જુમંદ થાય છે ત્યારે તેઓએ તે ધર્મગુરૂથી પુછપરછ કરવી જોઇયે; તે વખતે તેઓએ પોતે પોતાની દીનના વડા સાથ તકરારમાં ઉતરવું નહીં જોઇયે, યાતો કાંઇ પણ ચીજ (ઉલટી) કહેવી નહીં જોઇયે; (પણ જો) કોઇ કાંઇ પણ એવું કરે તો (પોતાના અંતઃકરણને) તેથી દંખેલું કરે છે, અને તે માટે તોજેશ કરવી પડે છે. (૩) એ ઉપરાંત, જ્યારે લોકો તે માટે ઇચ્છા ધરાવે છે અને પુછપરછ કરે છે ત્યારે જ્યાં સુધી જીંદગી માટે મુરાદ[2] હસ્તી ધરાવે છે ત્યાંસુધી જે કાંઇ ખરૂં છે તે તેઓએ બોલવું જોઇયે; (પણ) જે કોઇ (સાચ્ચું) બોલતો નથી તે એક આશમોઘના જેવો છે.

**૨૩૨ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે : સવાબનું એક સૌથી મોહટું કામ વટીક જ્યારે તે નહીં કરવાને રાજા સાહેબ તરફથી ફરમાન આપવામાં આવ્યું હોય ત્યારે તે નહીં કરવું જોઇયે, અને જે કોઇ (તે વખતે) તેવું કામ કરતો હોય તેણે ત્યારે તે છોડી દેવું જોઇયે. (૨) જાણવું કે (નહીં તો) તે (કાંમ) એક સવાબનું કામ નહીં, પણ એક મોહટા ગુનાહનું કામ

---

૧. જરથોસ્તીની નજરે જોતાં આતશબેહેરાંમ એક ઘણીજ પવિત્ર જગા છે, જ્યાં ખોદાતાલાની ગેતીને લગતી જાહેર નિશાણ તરીકે આતશબેહેરામ સાહેબનો કબ્જો તખ્તનશીન કરેલો હોય છે, જે કુદરતી રીતે યજદ અને અમેશાસ્પંદોની આ ખાકી દુન્યાપરની મુલાકાત દરમ્યાંન મુલાકાતના સૌથી ચઢતાં મથક તરીકે ગણાય છે. એને મલતોજ વીચાર યાહુદીઓ વચ્ચે હસ્તી ધરાવતો મલે છે, કે જેઓમાં પૅલેસ્તાઇનનાં પવિત્ર સ્થલને ખોદાની ઘણીજ મેહર પામેલાં મથક તરીકે, અને ફરેસ્તાઓથી વારંવાર મુલાકાત લેવાતાં સ્થલ તરીકે લેખાય છે.

૨. **ગય-વરેઝગી** વાંચયેતો 'મીનોઇ કારીગર;' **યાવરેઝગી** વાંચયેતો '(**દીન** તરફની) વફાદારી.'

છે; કારણકે એવા ગુનાહગારનો હીસ્સો રાજ તરફની બેવફાઇનો જાણવો, અને એવાં રાજયનો હીસ્સો તેની પાયમાલીનો જાણવો.

**૨૩૩ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: જયારે રાજા (વડા દસ્તુરને) પુછે કે "દરૂન ઇજવા જોઇયે યા નહીં," અને જો દરૂન ઇજવાથી ગુનાહપર થતા ગુનાહ કમી થતા હોય તો તે દસ્તુરે એમ નહીં કહેવું કે દરૂન ઇજવા નહીં જોઇયે. (૨) પણ જો રાજા એક માણસને હોકમ કરે કે "દરૂન ઇજતો ના," (અને) જો તે (દરૂન) ઇજે તો તે એક યજશ્ને નહીં પણ એક ગુનાહભર્યું કાંમ થાય; અને તેજ મુજબ દરૂનની ક્રીયા અને દરએક બીજાં સવાબનાં કામ બાબદ જો રાજા કહે કે તે કરવાં યા નહીં કરવાં તો (રાજાના ફરમાંનને) વળગી રહેવું જોઇયે; જો રાજા કહે કે "નાં કરતા," તો લોકોએ તેનાં ફરમાનને તાબે રહેવું જોઇયે.

**૨૩૪ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: જે કોઇ એવું (સવાબ) કાંમ શરૂ કરે કે જે કરવા માટે રાજા તરફથી પરવાનગી આપવામાં આવી હોય; પણ તેનાથી જો કશી કસુર થાય તો તે માટે તે એવી તોજેશ કરે છે કે જેમ એક શખ્સ કે જે કોઇ દુશ્મનથી બીહતો નથી, પોતાની મરજી મુજબજ ચાલનારો છે, અને (દીનનાં) ફરમાનો પ્રમાણે અમલ કરતો નથી, તે તોજેશ કરેછે તેમ; અને આવા એક શખ્સ માંટે નથી કસી પનાહ કે આબાદી, સીવાય કે જે જુની મુસીબતને તે શરણ થયેલો છે તેની અંદર તે રહે છે; તે ગુજર પામે છે, મરી જાય છે યા (કોઇ આફતથી) ઠાર થાય છે; તે પોતે મરકીથી ઠાર થયો હોય તો (પોતાના ગુનાહોનો) તોજેશ તેથી તે પોતેજ કરે છે. [૧]

**૨૩૫ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: એક કુટુંબની પાયમાલી કેટલીક બાબદોમાં વિરૂદ્ધ સંજોગોને લીધે, અને કેટલીક બાબદોમાં "મેહરદરૂજી" (વિશ્વાસઘાટ)ને લીધે થાય છે. (૨) ડાહયો તે શખ્સ છે કે જે જ્યારે બે કુટુંબને પાયમાલ થતાં જુવે છે ત્યારે પીછાણી લેછે કે કયું વિરૂદ્ધ સંજોગોને લીધે, અને કયું "મેહરદરૂજી"ને લીધે પાયમાલ:થયું છે.

**૨૩૬ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: મીનોઇ દોલત હમેંશાં મનમાં (હોય છે). (૨) જે કોઇ તેની ઉપર ભરૂસો રાખતો નથી તેણે તો એવું મક્કમ

---

૧. આ વાકયો ઉપરથી દીસે છે કે એક જરથોસ્તી રાજા ઇરાનની જાહોજલાલીના વખતમાં સંસારી વડા ઉપરાંત દીનને લગતી બાબદોમાં કેટલીક હદે વડો હતો. ચોકકસ વખતે દરૂન ઇજવા જેવી ધાર્મિક ક્રીયાઓ કરતી વેલાએ તેની પરવાંનગીની અગત હતી; અને એવી બાબદોમાં જો વડો દસ્તુર ધારતો કે એથી કરી ગુનાહભર્યાં કાંમો કમી થશે તો તે પોતાની બાહલી આપતો. પાદશાહની જરૂરની પરવાંનગી વગર ક્રીયા કરવામાં આવે તો તે ત્યાં ગુનાહ તરીકે ગણેલાં છે.

રહેવું જોઇયે કે એક અનીતિની ચીજ યા બાબદનો વિચાર કદીપણ તેનાં મનમાં આવે નહીં. (૩) માણસ જાતની મોતમંદ હાલત વિષે જાણવું એ જે દર ઘડીએ વધુને વધુ (માણસની) નજદીક મોત આવતું જાય છે, ત્યારે ભીતરનો ડર મોતને વખતે તે માણસને જલદી પોંહોંચે છે કે જે હમેંશાં અનીતિ ભરેલી બાબદો ઉપર મનન કર્યા કરે છે; ખસુસ કરીને જે માણસ સાચ્ચાં કામ કરે છે તેને તે પોંહોંચે તે કરતાં વધુ જલદી (તે ભય મજકુર પાપી માણસને) પોંહોંચે છે; અને તે વખતે તે (અનીતિવાન શખ્સ) પોતાના રવાનનો દુશ્મન પોતાને પુરવાર કરે છે. (૪) કારણ કે જ્યાં સુધી એક માણસ પવિત્રાઇના સદગુણી કાંમોપર મનન કરે છે ત્યાં સુધી તેના શરીરમાંની ભલી મીનોઇ શક્તિઓ તે શરીરમાંજ વસવાત કરે છે, અને દેવો આજેઝ થઇને (તેનાં તનની) બાહેર નિકલી જાય છે. (૫) પણ જો તે માણસ અનીતિભરેલી બાબદપર મનન કરે છે તો દેવો (તેના) શરીરમાં ધસારો કરે છે; અને જ્યારે તેવો માણસ મરણ પામે છે ત્યારે દ્રૂજ તેનાં તનમાં પેવસ થાય છે, (અને) તેનાં રવાનને ઘણોજ આજાબ પોંહોંચે છે. (૬) અને આયંદેહ, ભલી મીનોઇ શક્તિઓ માટે દ્રૂજના હાથોમાંથી તેને છોડવવાનું એટલું મુશ્કેલ થઇ પડે છે કે જેટલું (મુશ્કેલ) તેની ગેતીની હૈયાતીમાં તે (માણસને પોતાના) શરીરની બાહેર તે દરૂજને જેર કરવાનું (થઇ પડેછે.)

**૨૩૭ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: નિચલી બાબદમાં વળી એક મોજેજો સમાયલો છે: જે કોઇ એક ભલી મીનોઇ શક્તિને આરાધે છે અને તેની પરસ્તેશ કરે છે કે જે (શકિત) તેનો દરેક પ્રકારનો બંચાવ કરે છે, તે (શખ્સ) એવી પરસ્તેશને લીધે હાનીથી બંચાવ મેળવે છે, અને (તે આદમી) તે ભલી મીનોઇ શકિતને માટે એમ બોલે છે કે: "એ મારૂં પોતાનું રવાન છે [1] (કે જે મને ભલાઇ તરફ દોરવે છે").

**૨૩૮ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: દરએક (ભલી) બાબદમાં એક આદમીએ (પોતાની) ખુશાલી સ્વીકારવી જોઇયે. (૨) જે કાંઇ ભલું છે તેમાં આ કારણસર દરએકે (પોતાની ખુશાલી) સ્વીકારવી જોઇયે કે "તે ભલાઇમાં એક ભાગ (મારાં) રવાનને માટે વળી હુંબી ધરાવું છું." (૩) જે કાંઇ બુરૂં છે તે સંબંધમાં આ કારણસર દરએકે (પોતાની ખુશાલી) સ્વીકારવી જોઇયે કે "જે કામમાં કશો હીસ્સો મારાં રવાનને માટે હું ધરાવતો નથી તેમાંથી વળી ભલાઇ બરપા થયેલી છે."

**૨૩૯ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: રવાનની (સુખી) હૈયાતી પ્રમાણીક ટેવોને લીધે છે; અને પ્રમાણીક ટેવોની હૈયાતી સારા સ્વભાવથી છે; અને સારા સ્વભાવની હૈયાતી માણસો સાથની મીત્રાચારીથી છે. (૨) અને જો એક માણસ ઉપર બીજી ભલી બાબદોની નવાજેશ થઇ હોય, પણ જો તેનો સ્વભાવ બુરો હોય, તો તે માણસના કામોથી તેના રવાનને માટે કશી (સુખી) હૈયાતી હોય નહીં. [2]

---

૧. બીજી રીતે 'અને તે બોલે છે કે મારૂં પોતાનું રવાન તે ભલી મીનોઇ શકિત (ની મદદને) લીધે આવું છે.'

૨. બીજી રીતે 'તે માણસના રવાનની હૈયાતી નીર્થક છે.'

**૨૪૦ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: ડહાપણુની હૈયાતી બરદાસ્ત કરવાની સહનશીલતાથી છે; સારાં અંતઃકરણુની હૈયાતી રાસ્તીથી છે; રવાનની હૈયાતી ઉત્સાહ સાથની ખોદાની બંદગીથી છે; અને પવિત્ર આરાધણાની હૈયાતી પવિત્ર નિરંગો (ની બંદગીઓના પઢવા) થી છે; અને પવિત્ર નિરંગોની હૈયાતી વડા દસ્તુરથી છે; અને વડા દસ્તુરની હૈયાતી પ્યારથી (બંધાયલા) દીનના ગાંઠથી છે.

**૨૪૧ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: એક અતી દુર્ગુણી શખ્સ મીનોઇ બાબદોમાં માનતો નથી; કારણ કે તે (એવો છે) કે જેણે કોઇપણ પવીત્ર શિક્ષણ આ દુન્યામાં સાંભળ્યું નથી, જેને લીધે તેનો ( દોજખથી ) છુટકારો નથી. (૨) જેબી કોઇ થોડી પણ હદે મીનોઇ દોલત ધરાવે છે તે એટલી હદ સુધી ઇનકાર કરતો નથી કે દરેક જાતનું પવીત્ર (મીનોઇ) શિક્ષણ (ગેતીમાં) હસ્તી ધરાવે છે.[૧]

**૨૪૨ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: એખ્લાસ એક બીજા સાથની મીત્રાચારી ખીલવે છે. (૨) જે માણુસ બીજાઓ તરફ મોહબત ધરાવતો નથી તેનો પ્યાર (તેની પોતાની) ફ્રીર્તિપરજ પુરેપુરૂં ધ્યાંન આપે છે. (૩) જે માણુસ ઘણોજ બુદ્ધીવાન હોય છે તેનો પ્યાર એટલી હદ સુધી હોય છે કે જ્યારે આવો એક (શખ્સ) બીજાને નજરે નજર મલે છે ત્યારે આગળના કરતાં સો ઘણો તેનો (પ્યાર) ખીલે છે. (૪) અને જ્યારે (તે) બીજાને અરસપરસની વાતચીતમાં મલે છે ત્યારે સાથે જમતી વખતે ભેગા મલે તે વખતની (મોહબત) કરતાં સો ઘણો વધારે તે (મોહબત) ખીલે છે; અને આગળના કરતાં અતી ઘણી વધારે તે (મોહબત) ખીલે છે. (૫) અને તેટલા વાસ્તે દર દીવસ એવી મોહબત વધારવાને માટે લોકો ઘણી જેહમત ખેંચે છે, (એમ મનમાં કહેતાં) કે: "એટલી હદ સુધી પ્યાર અને દોસ્તી અમો ખીલવશું, કારણ કે સેવટે આવા પ્યાર અને દોસ્તીથી કરીને દરએક દુજને ઉખેડી નાખવાનું બની શકશે એમ છે."

**૨૪૩ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: એક શખ્સ કે જેણે ગુનાહ કર્યો હોય તેને ઇજા કરવાનો મનસુબો કરી કોઇએબી તેનો દુશ્મન થવું નહીં જોઇયે; (કારણકે) જે ગુનાહ જાહેરમાં આવે છે તેને માટે તેને (ખોદાની) માફી માગવીજ પડશે. (૨) વળી આપણે વિચારવું જોઇયે કે તે કે જે અહરમન છે તે પણ (ગુનાહ કરવા માટે) તે શખ્સને આવી રીતે ઠગવા અને લલચાવવામાં દુઃખી થાય છે.

**૨૪૪ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: કોઇ પણ એવો શખ્સ નથી કે જેનાથી (જ્યારે) કોઇબી ચીજ કરવામાં આવી હોય ત્યારે તેના પોતાના ખાતર તે ચીજ કરવામાં આવી નહીં હોય, પછી તે (કાંમ) પ્રમાણીક યા અપ્રમાણીક હોય; સબબ કે જે કોઇ (આએ દુન્યામાં) કાંઇબી ચીજ કરે છે તે તેથી તેના

---

૧. બીજી રીતે: 'જે (કોઇ છુટકારાની) થોડીક પણ (આશામાં) છે તે મીનોઇ ચીજો(ની હૈયાતી) સંબંધી એટલોબી શક ધરાવતો નથી કે હર ફીસમની (મીનોઇ) ચીજ હૈયાતી ભોગવે છે.'

રવાનની (લયકાત) ને વધારે છે યા ઘટાડે છે. (૨) અને સઘલી જાતના કામો માણસો તરફથી પોતાના રવાનને માટે કરવામાં આવે છે. (૩)અને આપણ માણસોએ પોતે (એમ ધારીને) કોશેશ ખુબ કરવી જોઇયે કે "આપણી ખાહેશ આપણા પોતાના રવાનના સુખને માટે અને નહીં કે દુખને માટે છે."

**૨૪૫ મું.** તેઓ વળી એમ માનતા હતા કેઃ **ફ્રેહીબૂત** એક જુલમગાર છે કે જે રાજાઓનો દુશ્મન છે; **અઇબીબૂત** એક **આશમોઘ** છે કે જે અથોરનાનોનો દુશ્મન છે.

**૨૪૬ મું.** તેઓ વળી એમ માનતા હતા કેઃ દીનનો દુશ્મન નાસ્તીકપણું છે તેમજ આર્યપણાની ગેર હાજરી છે, અને તેનો મદદગાર[૧] આશ્મોઘી છે; ડહાપણનો દુશ્મન ઠગાઇ છે, અને તેનો મદદગાર હવસ છે; ભલા ખવાસનો દુશ્મન અભીમાની છે, અને તેનો મદદગાર આપસ્વાર્થ છે.

**૨૪૭ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કેઃ (માણસમાં) દશ (પ્રકારની) વળણો હોય છે, જેમાંની પાંચ મુખ્ય કરીને બીજી પાંચથી ઉલટી છે, જેવી કે સખાવત, ખંતીલો ઉત્સાહ, સાચ્ચો વચન અને ઉદયોગ; અને (એથી ઉલટી) બખીલાઇ, ગરૂરી. અનીતિ, બીનધાસ્તીપણું અને આલસાઇ છે. (૨) એક માણસે જાણવું જોઇયે કે આ કઇ છે અને પેલી કઇ છે.

**૨૪૮ મું.** તેઓ વળી એમ માનતા હતા કેઃ (આ દુન્યાંની) પેદાયશોના અવલોકણ વગર કોઇએ કંઇ ચીજ કરવી નહીં જોઇયે, પણ જો (તેમ) પીછાણ્યા અગાઉ તે (કંઇ ચીજ) કરે છે તો તેને માટે ગુનાહ ( શરૂ થતો ) નથી.

**૨૪૯ મું.** તેઓ વળી એમ માનતા હતા કેઃ અહુરમઝદ અને અહરમન બંને માણસોની ઇચ્છા ઉપર ધ્યાંણ આપે છે, અને જેને અહુરમઝદ વધારનાર છે તેનો બદલો અહુરમઝદ તરફથી છે; અને જેને અહરમન ટેકો આપનાર છે તેને પીડાનો નટીજો તે અહરમન તરફથી છે.

**૨૫૦ મું.** તેઓ વળી એમ માનતા હતા કેઃ જે કોઇ ઇચ્છે છે કે તે દીની ફીલસુફ થાય તો તેને આ ચીજો સૌથી પહેલાં કરવી જોઇયેઃ ખોદા તરફ ફેડા થવું જોઇયે અને દીનનાં ફીલસુફો સાથ ફરહર કરવી જોઇયે, પોતાની મનની શકિતપર હમેશાં ઉસ્તવાર રહેવું જોઇયે, કે ગોયા દીલપઝીર ખોરાક તેનાથી ખાવામાં આવ્યો હોય અને તેનું તન દરૂસ્તી પામ્યું હોય, જેથી કરીને દૂજ તેના તન ઉપર ફતેહ પામે નહીં અને વધારે મજબુટ નીવડે નહીં.

**૨૫૧ મું.** તેઓ વળી એમ માનતા હતા કેઃ ખોદા માટેનો ડર આએ ( રીતે અર્પણ કરવાનો) છેઃ ભલા ( પુરૂષો ) ની સલાહ લીધા વગર કોઇ નજીવું કામ બી કરવું નહીં.

---

૬૭. **બ્રાત્રોત** શબ્દ એક ખાસ નાંમ તરીકે પણ વપડાય છે. જરથુસ્ત્રના ખુનીતું નામ એ હોવાથી તે બુરાઇ અને ખુની કાંમને અર્થે બી વપડાય છે.

**૨૫૨ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: આવી મીત્રાચારી સૌથી શ્રેષ્ટ છે: જે કોઇ પોતાના રવાનને પોતાની દોસ્તીમાં રાખે છે, અને શું સુખાકારીમાં કે શું આફતમાં તેની દોસ્તી કદીબી છોડતો નથી. (૨) અને આવી રાહબરી સૌથી શ્રેષ્ટ છે: જે કોઇ પોતાના અંતઃકરણને એક રાહબર તરીકે ગણે છે, અને તેની રાહબરી કદી છોડતો નથી. (૩) અને આવી પનાહ સારી છે: જે કોઇ તેના ભલા ખવાસને પોતાના પનાહ મીસલ ગણેછે, અને ( તેની ) પનાહને કદી પણ તજી દેતો નથી.

**૨૫૩ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: તે ભલાઇ ( કહેવાય ) નહીં કે જે માણસોને મીનોઇ રીતે અને તેમજ તનોમંદ રીતે જાહેર હોતી નથી; કારણકે આએ દુન્યાનું સાંધણુ સારો સ્વભાવ (છે); સારા સ્વભાવનું સાંધણુ પ્રમાણીક ખાસ્યત (છે); પ્રમાણીક ખાસ્યતનું સાંધણુ ડહાપણુ (છે); ડહાપણનું સાંધણુ અશો લોકો સાથની મશ્વરત ( છે ); હુન્નરનું સાંધન ઉદયોગ (છે); કીર્તીનું સાંધન સચ્ચાઇ (છે); (અ)ને રવાનનું સાંધણુ ભલી મીનોઇ શક્તિઓની આરાધણા (છે.)

**૨૫૪ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: હરએક પ્રાણી અને પેદાયશ સાથે દરએક આદમીએ હલીમલી જવું જોઇયે,[1] દરએક આદમીને તેણે નેક કામો દેખાડવાં જોઇયે, ધાર્મિક મદરેસામાં [2] દીનને લગતી પવીત્ર શરેહ સમજાવવી જોઇયે, અને યકીનદાર (પુરૂષો) ને (તે શરેહના) ભેદભરમો જાહેર કરવા જોઇયે. ( ૨ ) વલી દરેક આદમીએ મજલસમાં સભ્યતા અને મુકરર કરેલા કાનુનો જાળવવા જોઇયે, (અને) **મ્યઝદ** (યાને આફ્રીંગાન)ની પવિત્ર જગાને ( મીનોઇ ભલી હસ્તીઓ માટે ) ખુશાલી ભરેલી બનાવવી જોઇયે; અને **ઉરવીસગાહ** (યાને યોઝદાથ્રગરીની પવિત્ર જગા)માં ભલી મીનોઇ શક્તિઓની આરાધણા કરવી જોઇયે.

**૨૫૫ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: (એવો) કોઇ નથી કે જેની પ્રકૃત્તિમાં આ (નીચલાં) તત્વો બીલકુલ મોજુદ હોતાં નથી : બુરાઇ, વિષયપણું, જાદુઇ, અને નાફરમાની. [3] (૨) અને કોઇને માટે પણ સુધરવાનું બની શકે તેમ નથી,

---

૧. પહલવી **આશ્તીહ મતન** ( સરખાવો ફારસી **આશ્તીહ ખ્વારાન**). બીજી રીતે વાંચતાં, **આશ્તીહ મિત્રો,** ' સુલેહનો પ્યાર, ' યા ' સુલેહ ચાહતાં,' "એ ઉપરથી તરજુમો એમ થાય કે: દરએક પ્રાણી અને પેદાયશને સુલેહ સંપજ ચાહવાને શિખવવું, અને દરએક આદમીને નેકીનાં કામો જાહેર કરવાં."

૨. એ પહલવી બોલ **શપિસ્તાન** બી વંચાઇ શકાય, એટલે ' એક ઓરડો કે જ્યાં રાતની બંદગીઓ પઢવામાં આવે,' 'સુવાનો ઓરડો'; પણ આ અર્થો હયાં બંધબેસ્તા નથી.

૭૦. બાજ, યજશ્ને અને વંદીદાદ વિગેરેની ક્રીયા માટે એલાહેદી રાખવામાં આવતી પવિત્ર જગાના સંબંધમાં આ શબ્દ રવાયતોમાં વપડાયલો છે.

૩. કદાચ, ખોદા અને ભલી મીનોઇ શકિતઓ તરફ દેખાડવામાં આવતી નાફરમાની અને અપમાનબી થાય.

સીવાય કે અશો (પુરૂષો) સાથનાં (જરથોસ્તી) દીનનાં શિક્ષણને લગતા સમાગમથી સુધારો (કરવામાં આવે).

**૨૫૬ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: બુરાઇ એટલે જુલમ અને જફા ગુજારવો તે. (૨) વિષયપણું એટલે ઠગાઇ અને પુરેપુરી હાડમારી. (૩) જાદુઇ એટલે છુપાવેલો સ્વભાવ, અને પોતે હોય તેનાથી પોતાને જુદા પ્રકારનો દેખાડવો તે. (૪) નાફરમાની એટલે પોતા કરતાં જે વધુ બાહદુર હોય તેને મારવો અને તેને હેરાન કરવો.

**૨૫૭ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: જયાં સુધી મર્દ મોબેદો બરસ્તુમ (જાલવી રાખે નહી) ત્યાં સુધી તેઓએ યજશ્નેની ક્રીયા કરવી નહીં; કારણ, (જો તેઓ તેમ કરે તો) આ દુન્યામાં ઓરતોની અપવિત્રાઇ જે (અત્યાર આગમજ) ઘણી થોડી હતી તે ઇલાજ વગરની થઇ પડે. (૨) જયાં સુધી મોબદોએ બરેશનુમ જાલવી રાખ્યું હતું ત્યાં સુધી જવાનોનું મરણ પ્રમાણ ઘણું કમી હતું. [1]

**૨૫૮ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: જયારે અહરમને અહુરમઝદના પ્રાણીઓ અને પેદાયશોને નેહાલી ત્યારે તે લુલો થઇ ગયો હતો; અને જયારે તેણે ખોદાનું **ક્રષકર્તનું** કાંમ જોયું ત્યારે તે ગુઠણમડયે પડયો હતો;[2] અને જયારે તેણે રીસ્તાખેઝ જોયું ત્યારે તે મુંગોમંતર બની ગયો, અને ત્રણ હજાર વર્ષ વેર પોતે છુપાઇ રહયો હતો.

**૨૫૯ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: દરએક મોહટાઇનું મુળ નમ્રતા અને પાદશાહોના પાદશાહ (પાક દાદાર) તરફનો ભક્તિભાવ છે; અને ધર્મનું મુળ માંથ્ર છે; અને રોશનીનું મુળ ખોરશેદ છે.

**૨૬૦ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કે: જ્યારે પ્રમાણીક નીષ્ટાથી એક ચીજ જોવામાં આવે છે ત્યારે (તેની) સઘલી રૂઢીઓ અને ખાંમીઓ નજરે પડે છે; પ્રમાણીક નીષ્ટા એટલે ભલી ઇચ્છાની જાળવણી તે. (૨) જ્યારે એક ચીજને અધર્મી (નીષ્ટાથી) જોવામાં આવે છે ત્યારે (તેમાં) કશી પણ ખુબી જોવામાં આવતી નથી.

**૨૬૧ મું.** તેઓ વળી એમ માનતા હતા કે: દીનનું મુલતત્વ એવા પ્રકારનું છે કે જ્યારે તે મારફત કાંઈ પણ ચીજ જોવામાં આવે છે ત્યારે જોનાર શખ્સ ખુદ પોતેજ (પોતાને) જોય છે, આએ વળી એવું જોવાનું છે કે જે કોઇ કેમ તેમાં જોવું તે જાણે છે તે (દીનની મારફત) દરએક ભલું અને બુરૂં જુવે છે.

---

૧. યાતો (૧) 'જ્યાં સુધી મર્દ મોબેદો બાંધેલી બરસમથી યજશ્નેની ક્રીયા કરતા નથી......' (૨) 'જ્યાં સુધી ઇજયા વગરની બરસમ તેઓ વાપડતા નથી......".

૨. સરખાવો ફારસી **અઝ પા ઉફ્તાદન,** 'લથડવું,' યા **દર પા ઉફ્તાદન,** 'લાચાર થવું' યા **બ ઝાનૂ દર આમદન,** 'ગુઠણ મડયે પડવું.'

**૨૬૨ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કેઃ નરજાતિ અને નારીજાતી ઘણી કીસમની હોય છે; અને નિચલી ચીજો વળી નરજાતિ તથા નારીજાતિમાં (ગણાય છે): **આસ્ન ખેરદ** (જાતી અકકલ) અને **ગઓષોસ્રૂત ખેરદ** (મેલવેલી દાનાઇ). (૨) કારણ કે **ગઓષોસ્રૂત ખેરદ**ને નરજાતીમાં મેલવામાં આવે છે, અને **આસ્ન ખેરદ**ને નારીજાતિમાં મેલવામાં આવે છે. (૩) માણુસના શરીરમાં **આસ્ન ખેરદ**નું જેટલું પ્રમાણુ હોય છે તેજ પ્રમાણુમાં તે **આસ્ન ખેરદ** મારફતે સમજી શકે છે. (૪) અને જે કોઇ **ગઓષોસ્રૂત ખેરદ** મેલવતો નથી તે કશું સમજી શકતો નથી; પણ જ્યારે તે તે મેલવે છે ત્યારે જેટલું ભલા ખવાસ **અને આસ્ન ખેરદ**થી જોઇ શકાય તેટલુંજ તે સમજે છે. (૫) **આસન ખેરદ** (જ્યારે તે) **ગઓષોસ્રૂત ખેરદ** સાથ જોડાયલું નથી ત્યારે તે એક ઓરત મીસલ છે કે જેણી મર્દ સાથ સંબંધ રાખતી નથી, અને સંસારી હાલતમાં આવી ફળ ઉત્પન્ન કરતી નથી. (૬) અને તે કે જેનામાં **આસ્ન ખેરદ** સંપુર્ણ નથી તે એક ઓરત મીસાલ છે કે જેણીને એક મર્દ પસંદ કરતો નથી; કારણ કે એક ઓરત જેણીને મર્દ પસંદ કરતો નથી તેણી બચ્ચાંને એજ કારણસર પેદા કરતી નથી કે જેમ એક ઓરતને સાથે મળી બચ્ચાં જણવાને એક મર્દ હોય નહીં તેમ.

**૨૬૩ મું.** તેઓ વળી એમ માનતા હતા કેઃ શ્રેષ્ટ ચીજ અશો (પુરૂષો) સાથની ધાર્મિક ગુફતેગુ છે; કારણકે અશો (પુરૂષો) સાથની ધાર્મિક ગુફતેગુ ખોદાની પીછાણુ કરવા જેવું કામ છે.

**૨૬૪ મું.** (૧) તેઓ વળી એમ માનતા હતા કેઃ અહરમનને આએ રીતે દુન્યામાંથી હાંકી કાઢવો જોઇયે, કે હરએક આદમીએ ખુદ પોતાને ખાતર તેને પોતાનાં શરીરમાંથી ખેંચી કાઢવો જોઇયે; [1] સબબ કે (નહીં તો) આએ દુન્યામાં અહરમન મનુષ્યનાં શરીરમાં તેનું રહેઠાણુ કરે છે. (૨) એટલા માટે જ્યારે માણસોના શરીરમાં તેનું મકાન હોતું નથી ત્યારે તમામ દુન્યામાંથી તે જડમુળથી ઉખેડાઇ જશે; એટલે કે આએ દુન્યામાં જે કોઇનાબી તનમાં જ્યાં સુધી એક દ્રૂજ વસ્વાટ કરે છે ત્યાં સુધી અહરમન આ દુન્યામાંજ (રહે છે.)

**૨૬૫ મું.** તેઓ વળી એમ માનતા હતા કેઃ ભલી મીનોઇ શક્તિઓએ તેઓનું રહેઠાણુ એવી જગ્યામાં કરેલું હોય છે કે જ્યારે તે જગામાં તેઓનું રહેઠાણુ હોય છે ત્યારે (ગોયા) આએ તમામ દુન્યામાં તેઓનું રહેઠાણુ હોય છે; સબબ કે જ્યારે માણસોના શરીરમાંથી અહરમન જડમુળથી ઉખેડાઇ જાય છે ત્યારે આ તમામ દુન્યામાંથી તે નાશ પામે છે, અને (ત્યારે) ભલી મીનોઇ શક્તિઓ માણુસના તનમાં પ્રબલ ધરાવે છે.

**૨૬૬ મું.** તેઓ વળી એમ માનતા હતા કેઃ ધર્મ ઉપર એટલે અવસ્તા અને ઝંદ ઉપર મનન કરવા માટે દરએકે ઘણીજ કોશેશ કરવી જોઇયે; તેનું કારણુ એ કે પોતાની દીન ઉપરનું સ્મરણુ રવાન માટેનું બખ્તર સમાન છે. [2]

---

૧. સરખાવો ફારસી બોલ **વાચીદન**, 'ખેંચી કાઢવું.'

૨. સરખાવો ફારસી બોલ **જોશન**, 'બખ્તર'

---

Printed at the "Sanj Vartaman" Electric Press, Bombay.

# GLOSSARY OF SELECT WORDS CONTAINED IN THE DINKARD, BOOK VI, §§ LXXXVIII–CCLXVI.

—:o:—

[Pahlavi] ( *ãngûnîhêt* ) § LXXXIX., 3, p. 2, l. 3, *verb*, 'happens', 'બનેછે.' Av. [Avestan], 'same', 'સરખું,' [Avestan], 'kind', 'જાત'; cf. [Pahlavi], 'accordingly,' 'તેની મુવાફેક'. Also read *angûshîd*, 'similitude', 'મીસાલ'.

[Pahlavi] (*azîr-tang*) § LXXXIX., 4, p. 2, l. 6, *adj.*, 'close-girded', 'મજબુત પટો બાંધેલો'. Cf. Pers. زیرتنگ, 'girth', 'ઘોડાનો તંગ'.

[Pahlavi] ( *aûzdîs* ) § XCIII., 2, p. 6, l. 10, *n.*, 'idol', 'મુરતી'. Cf. Av. [Avestan], 'something raised up', 'ઉંચી બેઠક ઉપર મુકેલું'.

[Pahlavi] ( *anâpûhalgân* ) § C., 3, p. 11, l. 2, *adj.*, 'in-expiable', 'નહીં માફ થઈ શકે એવું.' Av. [Avestan],

[Pahlavi] (*hvâpa*) § CII., p. 12, l. 9, *n.*, 'good deeds', 'ભલાં કામ' Av. [Avestan] 'intrinsic merit', 'આતેનને સદ્ગુણ.'

[Pahlavi] (*ananbasânîh*) § CIX., 2, p. 16, l. 2, *n.*, 'orderliness,' 'symmetry', 'નીયમસરતું,' 'હદ પ્રમાણેનું', 'એબ વગરતું'.

[Pahlavi] (*hanpârîh*) § CX., 2, p. 16, l. 6, *n.*, 'abundance', 'રેલછેલ', 'ભંડાર.' Cf. Av. [Avestan]. (Sk. सम्-पर), 'to increase,' 'to fill to the brim', 'વધારવું,' 'છલાછલ ભરવું'. Other readings: *aûpârîh*, 'swallowing', 'ગળી જવું'; *hûpârîh* 'a good debt', 'સારાં કામને માટેનું કરજ'; cf. Av. [Avestan].

[illegible] (*arûdishn*) § CXIII., 7, p. 19, l. 2, *n.*, 'non-growth', 'stunting', 'દાબી દેવું'. Cf. Av. [illegible], 'to lessen', 'ઓછું કરવું'.

[illegible] (*hûnutak*) § CXIII., 8, p. 19, l. 3, *n.*, 'evil people', 'બુરાં લોકો', Av. [illegible] (Sk. सूनु), 'evil brood', હલકી ઓલાદ'.

[illegible] (*ardîk*) § CXXXII., 5, p. 31, l. 10, *adj.*, 'fighting', 'લડવું'. Cf. Av. [illegible].

[illegible] (*aîvâj*) § CXLI., 2, p. 36, l. 2, *adj.*, 'prosperous', ' 'આબાદ'. Cf. Pers. ابواز.

[illegible] (*hastak*) § CLXXV., 2, p. 54, l. 11, *n.*, 'wealth' 'દોલત'; Pers هست.

[illegible] (*aîrikhtêd*) § CCIII., 3, p. 68, l. 4, *verb.*, 'transgresses', 'ગુનેહગાર થાય છે'. Cf. Av. [illegible] (Gatha XXXII., 7; XLIV, 2) Av. root [illegible] 'to deviate', 'to offend', 'આડે માર્ગે જવું', 'ત્રાસ ઉપજાવવો'

[illegible] (*aîyabâsiyêd*), § CCXVIII., 1, p. 76, l. 6, *verb*, 'spurns', 'બાહાર કાઢેછે'. Cf. mod. Pers. پاشیدن 'to spurn'.

[illegible] (*aîrangîhîg*), § CCXXVIII., 1, p. 83, l. 3, *adj.*, 'a sinful (person)', 'ગુનેહગાર'. Cf. [illegible] (*aîrang*), 'polluted' 'અપવીત્ર થયલું', Av. [illegible] [illegible], 'stinking', 'ગંદાવું', Pers. ارنگ.

[illegible] (*îyâvêd*) § LXXXIX., 1, p. 1, l. 9, *verb.*; *inf.* [illegible], 'to obtain', 'to fulfil', 'to attain', 'મેળવવું', 'બજા લાવવું'. Av. [illegible], Sk. अप्, 'to acquire'; Pers. یافتن.

[illegible] (*jahî*) § XCIII., 2, p. 6, l. 9, *n.*, 'a harlot', 'વેશ્યા'; Av. [illegible].

[illegible] (*damnîh*) § XCIII., 2, p. 6, l 10, *n.*, 'intrigue', 'કાવત્રુ'. Pers. دمنه, 'a jackal', 'a shrewd cunning fellow', 'કહેલુ', 'પકડો લુચ્છો પુરૂષ'.

[illegible] (*jvît-vastarîh*) § XCIII., 2, p. 7, l. 1, *n.*, 'masquerading', 'છુપો વેશ ધારણ કરવો'; cf. Pers. جدا گستر '(lying on) different beds'.

[illegible] (*yâtîhâ*) § CVI., 1, p. 14, l. 10, *n.*, 'attempts', 'કોશેશે; Av. [illegible], 'power'.

[illegible] (*dastak*) § CXII., p. 17, l. 8, *n.*, 'account-book', 'હિસાબ રાખવાની કેતાબ'; cf. Pers. دستک, 'a passport', 'પરવાનો'.

[illegible] (*gûvijâr*) § CXXV., 1, p. 25, l. 9, *n*, 'reverence', 'માનમરતબો'. Cf. Pers. گوگزار 'one who pays a tribute of veneration to others'.

[illegible] (*yamân*) § CXLI, 4, p. 37, l. 2, *n*, 'splendour', 'જાહો જલાલી'. Cf. Pers. یمان.

[illegible] (*darag*) § CXLVI., 3, p. 40, l. 9, *adj.*, 'distracted', 'ભમતુ', ગુચવાયલુ (મગજ)'. Pers. درگ.

[illegible] (*dânar*), § CCXVII., 3, p. 82, l. 8, *n.*, 'a day', 'દીવસ'. Cf. Av. [illegible].

[illegible] (*gayavar*), § CCXXIX., p. 83, l. 7, *n.*, 'vital protection', 'પ્રાણીક બચાવ' Cf. Av. [illegible] (rt. [illegible] 'to live'), 'life', 'હૈયાતી' and rt. [illegible], 'to protect', 'બંચાવવુ'.

[illegible] (*dahagî*), § CCXL., p. 90, l. 5, *n.*, 'ardour', 'ઉત્સાહ'.

[illegible] (*dâpistân*), §CCLIV., 1, p. 97, l. 1, *n.*, 'a religious seminary', 'ધાર્મિક મદરેસા'. Cf. Old Pers.

'*dipi*', Sk. '*dipi*', '*lipi*', 'writing', 'લીપી', 'લખાણ'.

(*jaôshanîh*) § CCLXVI., p. 103, l. 6, *n.*, 'armour' 'બખતર'. Cf. mod. Pers. جوشن.

(*kîrûgîhâ*) § LXXXIX., 5, p. 2, l. 7, *adv.*, 'deliberately', 'જાણીને'. Cf. Pahl. , conscience' 'જીગર', (vide *Pand Nâmak î Âtropât* §§ 142, 143); cf. Pers. کیرور, memory', 'યાદદાસ્ત શક્તિ'.

(*kang*), § CCVI, 4, p. 70, l. 4, *n.*, 'an idol-temple', 'મુરતીનું મઠ'. Cf. Mod. Pers. کنگ, 'a pagoda'.

(*gavârîg*) § CLXXXIII., p. 58, l. 8, 'obscure', 'hazy', 'ઝાંખું', 'અસ્પષ્ટ'. Cf. Pers. گواره, 'misty', 'dark', ઝાંખું', 'અંધકારવાળું'.

(*gîvar*) § CCVI., 2, p. 69, l. 7, *n.*, 'common-sense', 'સાદી સમજ'. Cf. Pers. گیور.

(*gaôbar*), § CCVIII., 1, p. 70, l. 8, *n.*, 'a plain without water', 'મેદાન'. Cf. Pers. گور, 'a desert', 'જંગલ'. This word occurs in the sense of 'a grave', 'ઘોર' in Dk. Bk. VIII., Chap. XXXIV. § 15.

(*zâbz*) § CLXXXVI., 1, p. 59, l. 8, *n.*, 'vegetation', 'વનસ્પતી, 'ઝાડપાન' Cf. Pers. سبز.

(*navîdvarîh*) § CX., 2, p. 16, l. 6, *n.*, 'hospitality', 'પરોણાગત'. Cf. Pers نوید.

(*nang*) § CX., 2, p. 16, l. 6, *n.*, 'honour', 'આબરૂ'. Cf. Dk. Vol. X., Bk. VI., § VII.; Pers. ننگ 'honour'.

(*vâkhtagîh*) CXXVII., 3, p. 27, l.

5, *n.*, 'vigilance', 'સાવચેતી', 'હુશ્યારી', 'ખબરદારી'. Pers. باختن 'to awake', 'જાગૃત થવું'.

(*vayâ*) § CXXXI., 1, p. 30, l. 6, *adj.*, 'essential', 'અગત્યનું'. Pers. بایا 'necessary'.

(*nafshâ*) § CXXXII., 1, p. 31, l. 2, *n*, 'soul', 'રવાન'. Cf. Ar. نفس; Pahl. (*nisâ*).

(*varunjag*) § CLII., p. 42, l. 9, *adj.*, 'greedy', 'લોભી'. Pers. ورنج, 'a glutton', 'a voluptuous man', 'ખાઘરો', 'વીલાસી'.

(*vishaspak*) § CLXXV., 2, p. 54, l. 11, *n.*, 'splendour', 'ઝલકાટ'. Pers. گشسپ.

(*vîchag-haîtagîh*) § CCVI., 2, p. 69, l. 6, *n.*, 'aversion', 'ધીક્કાર'. Cf. Mod. Pers. پیچیدن 'to twist'. See Dk., Bk. VI. § 43, Vol. X.

(*vâng*) § XC, 2, p. 3, l. 4, *n.*, 'clink', 'ખણખણાત'. Pers. بانگ 'clamour', 'બાંગ'.

(*vînâvdâk*) § XCI., 3, p. 4, l. 6, *part.*, 'observing' 'દેખરેખ રાખતા,' 'જોતાં'. Av. rt (Sk. वेन्), 'to observe'. Cf. Pers. بین aorist form of دیدن (Av. ) 'to see'.

(*vâchag*), § XCVIII., p. 9, l. 5, *n.*, 'subject', 'sermon', 'બાબદ,' 'વાક્ય' Cf. Av. , 'a discourse' 'ઉપદેશ'.

(*vichîtârîh*) § XCIX., 1, p. 9, l. 10, *n.*, 'helpfulness', 'મદદગાર થઇ પડવું તે'. Cf. Av. ; Pers. گزیدن, 'to assist' 'to select' 'મદદ કરવી', 'ચૂંટી-કાઢવું'. If we read it (*vanjîtârîh*) it means 'a storing (of good works),' '(સારા કામોનો) ભંડાર કરવો તે'; Pers. گنجیدن.

[Pahlavi] (*nishastak*) § C., 2, p. 10, l. 6, *adj*., 'settled', 'established', 'સ્થીર થયેલું', 'પાયદાર'. Cf. Av. rt. [Avestan], 'to sit down' Pers. نشستن.

[Pahlavi] (*vîrûyishnîh*) § CII., p. 12, l. 7, *n*., 'belief', 'યકીન'. Av. rt. [Avestan] 'to put faith in', 'to believe', 'એતેકાદ રાખવો'. Cf. Pers. گرویش.

[Pahlavi] (*vazgîh*), § CCXVI., 2, p. 75, l. 11, *n*., 'dissension', 'તડ' 'મતફેરી'. Cf. Mod. Pers. وزگي.

[Pahlavi] (*vâchinêd*), § CCLXIV., 1, p. 102, l. 3, *verb*, 'extract', 'બાહેર ખેંચી કાઢે'. Cf. Mod. Pers. واچیدن, 'to pick out.'

[Pahlavi] (*pary*) § CXLI., 4, p. 37, l. 1, *adj*., 'prosperous', 'આબાદ'. Cf. Pahl. [Pahlavi] 'unfortunate', 'કમનસીબ'. The Pahl. antonym of [Pahlavi] commonly used is [Pahlavi]. Cf. Pers. بر گر 'good luck.'

[Pahlavi] (*chashmagîh*) § CXLII. 2, p. 37, l. 9, 'splendour', 'prominence', 'પ્રકાશ'. Cf. Pers. چشمه 'the sun' and چشم شدن 'to be known', 'નજરમાં (યાને જાહેરમાં) આવવું'.

[Pahlavi] (*paskhâr*) § CLXVIII., 2, p. 51, l. 3, 'humbled', 'શરમાઇ ગયેલો', 'આજેઝ થયેલો'. See foot-note 1 on p. 58 of English Translation. [Pahlavi] (*paskhâr yehvûnêd*) in § CCXXVII., 2, p. 82, l. 6.

[Pahlavi] (*frasâvand*), § CLXXX., p. 57, l. 2, 'decaying', 'બગડતું જતું, નાશ પામતું'. Cf. Pers. فرسا, فرسای 'wearing out', 'ઘસાઇ પીસાઇ જતું'.

[Pahlavi] (*pâhrîz*) § LXXXVIII. p. 1, l. 4, *n*., 'care', 'સંભાળ,' 'દેખરેખ'. Comp. Av. [Avestan]; Pers. پرهیز.

(*patvand*) § XCII., 1-5, p. 5, l. 6, etc., *n.*, 'obligation', 'binding', 'બંધન', 'ફરજ'. Av. (Sk. प्रति-बन्द्). Pers. پیوند.

(*patmânîh*) § XCIX., 1, p. 9, l. 10, *n.*, 'temperance', 'marriage compact', 'મીતાહર' 'લગનનો કરાર'. Cf. Av. 'to be proportionate', 'પ્રમાણુસર હોવું'. Pers. پیمان.

(*padîyyâr*) § CI. 2, p. 11, l. 9, *adj.*, 'antagonistic', 'afflicting', 'વિરૂદ્ધ થવું,' 'અડડામણુમાં આવવું' .Av.

(*pâtrûzîg*), § CCXXVI., p. 81, l. 8 *adv.*, 'always', 'હમેશાં'. Cf. mod. Pers. پیروزه 'perpetual', 'ચાલુ', 'નથુકતું'.

(*banzishn*) § CI., 4, p. 12, l. 6, *adj.*, 'familiar', 'હળીમળી ગયલો'; Pers. پیوستن 'to be friendly'. Other readings: *bandhishn*, 'a tie', 'an union', 'બંધન', 'જોડાન', Av. rt. , 'to bind'; *bûjishn*, 'liberation' 'છુટકારો'; Av. rt. 'to deliver', 'છુટકારો કરવો' Mod. Pers. بختن.

(*bîkht*), § CCVIII., 4, p. 71, l. 6, *verb.*, 'distressed', 'દુઃખી થયેલો', from (*vîkhtan*), 'to be distressed'. Cf. Mod. Pers. پیختن.

(*brâtarvad*) § CCXLVI., p. 93, l. 7, *n.*, 'ally', 'મદદગાર'.

(*mahar*) § LXXXIX., 2, p. 2, l. 1, *n.*, 'tomorrow', 'આવતી કાળ'. In § CC., it is used in the sense of 'this morning', vide the footnote on p. 72 of the English translation.

(*mardâvîgîh*) § XCI., 1, p. 4, l. 1; § CXV., 1, p. 7, l. 8, *n.*, 'moral

heroism', 'નીતિવાન દલીરી'; Pers. مردانگی (cf. also مردانه مرد).

(*matagîh*) § CXXXIV., p. 32, l. 8, *n.*, 'faculty of reasoning', 'ખરૂં ખોટું પારખવાની શક્તિ'. Cf. Av. , 'thinking', 'વિચાર' from Av. rt. , 'to think', 'વિચારવું'.

(*rîshishn*) § CCI., p. 67, l. 5, *n.*, 'absolution', 'છુટકારો'. Cf. Pers. ریشتن 'to absolve'.

(*spûkht*) § LXXXIX., 3, p. 2, l. 4, *verb*, to 'postpone', 'મુલતવી રાખવું'. Av. (Sk. श्वि), 'to throw away', 'ફેંકી દેવું'; Pers. سپوختن, 'to drive away', 'to thrust forward', 'to evade', 'હાંકી કાઢવું', 'આગળ હડસેલવું', 'ઉડાવવું'.

(*stûb*) § XCI., 4, p. 4, l. 9, *n.*, 'defeated', 'આજેઝ', ( , 'to stun' 'દાબી દેવું'). Av. (Sk. स्तम्भ्). Pers. ستوهیدن.

(*sûr-vaêrâyîh*) § XCIII., 1, p. 6, l. 7 *n.*, 'embellishment of hospitality', 'ornament of festivities', 'મેહમાનદારી કરવામાં સણગાર સમાન'. Comp. Pers. سور.

(*spûg*) § CXLIV., 2, p. 39, l. 3, *n.*, 'hatred', 'ધીક્કાર'. Pers. سبک, 'undignified', 'debased', 'નીચ', 'હલકું'.

